

# વિજય-ધ્વજ

મહાત્મા જેમ્સ ઍલન કૃત 'લાઇફ ટ્રાયમ્ફન્ટ'

ઉપરથી સુધારા વધારા સાથે

લખનાર

રતિપતિરામ ઉ. પંડ્યા, બી એ

સાન્તાક્રુઝ [મુંબઈ]

પ્રકાશક —

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—"જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળા," અમદાવાદ

મૂલ્ય રૂ. ૦-૯-૦.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.





( સર્વ પ્રકારના હક્ક સ્વાધીન છે )

અમદાવાદ:

કાળુપુર ટંકશાળમાં ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં

મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.

મહાત્મા જેમ્સ એલનનાં કેટલાંક પુસ્તકોના અનુવાદ તથા ભાષાન્તરો બહાર પડી ગયા પછી આ પુસ્તકનો અનુવાદ સમાજને કદાચ ઉપયોગી થઇ પડશે, એવી આશાથી આ પુસ્તક ગુજરાતના ચરણમાં ધરતાં અમ્હે અમ્હારી જાતને ભાગ્યશાળી ગણીએ છીએ જો કે વિચારો બધાયે જેમ્સ એલનના જ છે, છતાં એક સુશિક્ષિત ગુજરાતીને બરાબર રૂચે, તેવી રીતે ગુજરાતી ભાષામા ગોઠવવાનો અમ્હે અમ્હારાથી બની શકયો તેટલો સારો પ્રયત્ન કર્યો છે

ગુજરાતમા નૈતિક જીવન ધીરે ધીરે અદૃશ્ય થતુ જાય છે, તેનૂ કારણ સચોટ અસર કરનાર નૈતિક પુસ્તકોનો અભાવ જ છે નીતિમય જીવન ગાળવૂ, એ તો ગળથુથીની સાથે જ આપણા આર્યજીવનમા ઉતરે છે, પણ હમણા કોણ જાણે કેવાયે સંયોગો પ્રવર્તે છે, કેવૂયે વાતાવરણ રચાયૂ છે, કે નીતિ સ્હામે હાસ્ય થાય છે! જે સમયમાં નીતિના પાઠ

આર્યબાળાઓ પ્રાતઃસ્મરણીય ગણતી, જે સમયે જીવન એટલે જ નીતિ, એ ભાવના રગેરગમા વ્યાપી રહી હતી, તે સમયની જીવન-નદીઓ રસના પૂરથી છલકાતી, સાચા આનન્દના લ્હાવા લેવાતા, અને જીવન મધૂરા અને રૂપાળા લાગતા અરે ! એ સમય ક્યા ! અને અનીતિને જ જીવનમા પ્રાધાન્ય આપી, ફીક્કી મુખકાન્તિવાળાં મૃગજળ સમાન સુખમા જ ખાબોચીઆના દેડકાની પેઠે સુખ માનનાર, હાલની પ્રજાનો સમય ક્યા ! સુકાળ અને દુષ્કાળ એ મનુષ્ય-સમુદાયની જ કૃતિઓ છે જો મનુષ્ય-સઘ સારા કામો કરે, તો સુકાળ, અને ખોટાં કામો કરે તો દુષ્કાળ ! મનુષ્ય-સંઘ જેવૂ વાતાવરણ રચશે તેવા જ ફળ તે મેળવશે

અનીતિમા ધીરે ધીરે આગળ વધતૂ ગુજરાત નીતિમાં વળી પાછૂં પ્રવેશ કરે, એ જ આ પુસ્તકનો ઉદ્દેશ છે. ગુજરાતની ધન્ય ઘડી તો તે જ થશે, કે જ્યારે ઘેરે ઘેર સાચા આનન્દો ભોગવાશે, અને જીવનની વિજય-પતાકા ઘેરે ઘેર ફરફરશે.



# અનુક્રમણિકા.







મ્હારી એ સ્વર્ગસ્થ બ્હેનોને જ તેમના

હેતાળ સ્વભાવથી પ્રેરાઈ

આ પુસ્તક ભ્રાતૃભાવે

અર્પણ કરૂં છું

૭

# જેમ્સ એલન કૃત પુસ્તકો.

**તત્વચિંતન** } યાને નિત્યપાઠ શિક્ષાપત્રી—આ પુસ્તકમાં દુર્નિઆર પરના કોઇ પણ ધર્મ—પથને બાધક ન થાય તેવાં ને હમેશાં પાઠ કરવા જેવાં સામાન્ય નીતિ-ધર્મ વિષેનાં સૂત્રો છે તા. ૧ લી જાનેવારીથી ૩૧ મી ડીસેંબર સુધીના ૩૬૫ દિવસમાં દરરોજ પાઠ કરવા માટે તે તારીખવાર મુકેલાં છે ને તેથી નિત્યપાઠ કરવા સારૂ એક નૈતિક ને ધાર્મિક ઉત્તમ પુસ્તક તરીકે ઉપયોગ કરવા યોગ્ય છે ગુજરાતી ભાષામાં આવું પુસ્તક બીજું એકે નથી. છપાઇ ઉત્તમ ને છીટના પાકા પુઠાની બધાઇ છે. કિંમત રૂ. ૩-૮-૦

**સ્વર્ગની સામગ્રી.** } (વિચાર તેવું વર્તન.) મહાત્મા જેમ્સ એલનના જીવનચરિત્ર સાથે. લેખક રાણા દોલતસિંહજી સીસોદી આ આ પુસ્તકમાં મહાત્મા જેમ્સ એલનનું ટુંક જીવનચરિત્ર આપેલું છે તે ઉપરાંત 'કર્મયોગ એટલે પુરૂષાર્થ' કેવી રીતે સધાય તે વિષેનું લગભગ ભગવદ્ગીતાને મળતુ જ સરલ ભાષામાં વિવેચન છે—કિં—આઠ આના.

**પશુમાંથી દેવ.** } આ કર્તા મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી, બી એ. એલ. એલ બી

તથા ઉપોદ્ઘાત લખનાર ભ ધ સાગર આ ન્હાના પુસ્તકનાં સાત પ્રકરણો પાડી તેમાં માણસ પોતાના જીવન માટે ઉચ્ચ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકે, તે વિશેનું મનનીય વિવેચન કે છપાઇ બધાઇ ઉત્તમ છે, કિ. આઠ આના.

## માનવવિચાર અને તેની શક્તિઓ.

" એઝ આ મેન થિન્કેથ " તથા " આઉટ ફ્રૅામ ધિ હાર્ટ " એ બે પુસ્તકોનું ભાષાન્તર સાથે કર્તા રા બીમાશંકર શર્મા કાચું પુઠું કિંમત ૦-૮-૦.

**વિજયધ્વજ.** } મ. એલનના પુસ્તક ઉપરથી જરૂરીયાત સુધારા વધારા સાથે. કર્તા

રા રતિપતિરામ ઉ પંડ્યા, બી એ કિંમત આઠ આના

મળવાનું ઠેકાણું —

જીવનલાલ અમરશી મહેતા,
પીરમશારોડ, અમદાવાદ

# વિજય ધ્વજ.



## ૧. ધીરજ અને શ્રદ્ધા.

મનુષ્યના જીવનમાં ઘણા વિકટ પ્રસંગો આવે છે; એવા પ્રસંગોએ જે મનુષ્ય શાન્તિથી અને ધીરજથી પોતાનું કાર્ય કર્યે જાય છે, તે મનુષ્ય જીવનમા ઘણાં કાર્યોમા વિજય મેળવે છે. મનુષ્યના જીવનનો ઉદ્દેશ ત્યારે જ સફળ થાય છે, કે જ્યારે મનુષ્ય સત્યનું સેવન કરે છે, જ્યારે અસહ્ય દુઃખો ભોગવ્યા પછી પણ જ્ઞાન અને ધીરજ વધારવા સતત પ્રયત્ન તે કરે છે, અને જ્યારે પોનાના અંતર શત્રુથી તે દબાઈ જતો નથી. અંતર શત્રુથી દબાઈ જનાર મનુષ્ય મનુષ્યત્વ ગુમાવી નાખે છે; એવા મનુષ્ય કરતાં પશુઓ પણ હજાર દરજ્જે

સારા હોય છે, એવા મનુષ્યનો નાશ પણ વ્હેલો થાય છે, ઘણા જ્ઞાની યોગીઓ, અને ઇશ્વરી અંશાવતારી પુરુષોએ અંતરશત્રુથી નહિ દબાઇ જવાની વાત વારેવારે ભાર દઈ કહેલી છે અંતરશત્રુઓને દબાવવામા જેવી તેવી ધીરજ કાઈ નભી શકતી નથી દુર્ભાગ્યની વાત એ છે, કે હાલ અંતર શત્રુથી દબાઇ ગયેલો પ્રજાનો મોટો ભાગ દેખાઇ આવે છે અલ્પ આયુષ્ય, રોગી જીવન, અને દુ ખ એટલા બધા સર્વવ્યાપી થવા લાગ્યા છે, કે અંતરશત્રુઓને દબાવવાની વાત પણ કેઇ માનતુ નથી, અને સર્વે એવી વાત કરતા અને સાભળતા હસે છે

આનન્દની વાત તો એટલી જ છે, કે જીવનના ઉદ્દેશોને સફળ કરનારા મનુષ્યોની સખ્યા દિને દિને વધતી જાય છે જીવન શું, એ દરેક મનુષ્યને ધીરે ધીરે સ્હમજાવા લાગ્યૂ છે નિશાળમા બેઠેલા એક શિખાઉ બાળકની પેઠે મનુષ્ય આ જીવન ગાળે છે જીવનના પ્રસગોમા જેમ જેમ ઠોકરો મનુષ્યને વાગે છે, તેમ તેમ તેની બુદ્ધિના પડળો

ઊઘડતા જાય છે. આમ ઠોકરો ખાતાં ખાતાં જ દુનિયાની મ્હોટી વસ્તી નાશ પામતી જાય છે આખર અવસ્થા સુધી યે મનુષ્ય શિખાઉ બાળક જેવો જ રહે છે. જો મન દૃઢ હોય છે, તો જ દુઃખ અને અજ્ઞાન દૂર કરી મનુષ્ય જીવનમા સાચું જ્ઞાન મેળવે છે, અને પ્રફુલ્લિત હૃદયે જીવન-સાગર તરી જાય છે જીવનમા મનુષ્યને ખાવી પડતી ઠોકરોનું મૂળ કારણ મૂર્ખતા છે ઠોકરો ખાઈને જીવન પૂરું કરવાનેજ શું મનુષ્ય જન્મ્યો છે? ના જ્યારે તેની બુદ્ધિ ખીલે છે, ત્યારે તેનામા શ્રદ્ધાનો જન્મ થાય છે; શાન્તિ અને જ્ઞાન તે ત્યારે જ મેળવે છે શ્રદ્ધા, શાન્તિ, અને જ્ઞાનની ત્રિપુટીથી તેના દુ:ખો અને અજ્ઞાન દૂર થાય છે

મનુષ્યજીવનમા જેટલા દુ:ખો આવી પડે છે, તે બધા ઘણા ઊંડા હોય છે, આવાં ઊંડાં મૂળવાળાં દુ:ખોને શોધી કાઢી, તેમનો જડમૂળથી નાશ કરવાની શક્તિ મનુષ્યમા રહેલી છે મનુષ્યની લાગણીઓ વિષયી હોય છે, આ લાગણીઓને કુમાર્ગે

દોરવાથી જેમ અપાર દુઃખ ઉપજે છે, તેમ એમને સુમાર્ગે દોરવાથી અનહદ સુખ ઉપજે છે. આ વિષયી લાગણીઓ મનુષ્યમા બે રીતે રહી શકે છે. સેવક તરિકે અને શેઠ તરિકે આ લાગણીઓ મનુષ્યમાં વાસો કરે છે. આ લાગણીઓ જો મનુષ્યના જીવન ઉપર અમલ ચલાવવા માંડે છે, તો તે મનુષ્ય દુઃખી દુઃખી થઈ જાય છે, અને કેવળ પરાધીન જીવન ગાળે છે પણ જો આ લાગણીઓને ઇચ્છાધીન સેવક તરીકે પાળવામાં અને પોષવામાં આવે, તો મનુષ્ય સુખને હસ્તામલક કરી શકે છે. તીડના ટોળાની માફક દુઃખો પણ મનુષ્યજીવન ઉપર એક સામટાં આવી પડે છે, અને મનુષ્યજીવનને કલુષિત બનાવી દે છે.[1] આ દુઃખો સ્હામે મનુષ્યને ભારે યુદ્ધ કરવૂં પડે છે, અને આ યુદ્ધ ઘણૂં ભયં-

---

૧. મહાન્ કવિ શેક્સપીઅર પણ એમજ કહે છે –

When sorrows come, they come not single spies,

But in battalions;

કર હોય છે. અને તેનૂ પરિણામ કળી શકાતું નથી. પરંતુ ઘણૂં ખરૂં આ યુદ્ધમાં મનુષ્ય કરતા દુઃખો જ વિજયવંત થાય છે. આનૂં કારણ મનુષ્ય પોતેજ છે કારણ આ દુઃખો મનુષ્યના પોતાના મનમાંથી જ ઉત્પન્ન થાય છે તેઓ સ્વતંત્ર હોતાં જ નથી; છતાયે મનુષ્ય જ્યારે એ દુઃખોને પોતાના મનમા ઉત્પન્ન કરે છે, ત્યારે વીંછીનાં બચ્ચાંની પેઠે તે દુઃખો પોતાના ઉત્પન્ન કરનાર મનુષ્યને જ ખાઇ જાય છે. જે મનુષ્ય દુઃખોને મનમા સ્થાન આપતો નથી, તે ધીરજ ધારી શકે છે, અને સુખી જીવન ગાળી શકે છે.

સૃષ્ટિના ક્રમમાં જે મનુષ્ય ન્યાય જુએ છે, અને સમાજની આર્યવૃત્તિમાં જે મનુષ્ય આસ્થા રાખે છે, તેનૂં જીવન વિજયી અને સફળ થઇ શકે છે. જે મનુષ્ય પોતાની પ્રચ્છન્ન શક્તિઓને ખીલવવાની ઇચ્છા રાખે છે, અને જે પોતાના હૃદયને દૃઢ અને પ્રસન્ન રાખવાના પ્રયાસ કરે છે, તેવા મનુષ્યે તો પોતાના અંતરમા વસતી આયવૃત્તિઓનો ત્યાગ

કરવો જોઇએ નહિ સૃષ્ટિના ક્રમનૂ સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરવૂ, અને સ્વતત્રતાનો સ્વાદ ચાખવો, એ મનુષ્યના જીવનનૂ સાધ્ય હોવૂ જોઇએ આ સાધ્યને ધ્યાનમા રાખી, જીવન વીતાવતા મનુષ્યને જે જે અનુભવો મળે છે, તે અનુભવો બીજી રીતે એકદમ સહેલાઇથી મળી શકતા નથી મનુષ્ય પોતાની જ દયા ખાય છે, પોતાને જ અન્યાય થયેલો જુએ છે, પણ જ્યારે મનુષ્ય આખ ઉઘાડી ચારે તરફ દૃષ્ટિ ફેકે છે, ત્યારે તેની કલ્પના મૃગજળ જેવી જણાય છે ખોટી કલ્પનાઓ કરવાથી મનુષ્યને અનુભવો મળી શકતા નથી, અને અનુભવો મળ્યા વિના સ્વતત્ર જીવન ગાળી શકાતૂ પણ નથી મનુષ્યોને મળેલા અનુભવોમા શ્રદ્ધા હોવી જોઇએ આ શ્રદ્ધા વિના તેનૂ સ્વતત્ર જીવન ખીલી નીકળતૂ નથી

તમને જે જે દુ ખ પડે, તેમાથી શિખામણ લેવાની ટેવ પાડો જેને દુ ખમાથી શિખામણ લેવાની ટેવ પડી હોય છે, તેને દુ ખોની સતામણી

બહુ સાલતી નથી આવા મનુષ્યો દુખોને નોતરે છે, અને દુઃખો જેમ જેમ આવે છે, તેમ તેમ તેમના સામૂ જોઇને હસે છે. પત્નીના મરણ સમયે “ ભલૂ થયૂ ભાગી જંજાળ ” કહેનારા ભક્તરાજ નરસિંહ મહેતાનૂ માહાત્મ્ય ત્યારે જ સ્હમજાય છે દુઃખથી ડરી ન જતા, તેની સામે જવૂ, અને શાન્તિથી તે દુખોને સહી જવા, અને પોતાનાં કરી લેવા, એમા ધીરજની ઘણી જરૂર છે દુખો-માથી મળેલા અનુભવોને લીધે ચારિત્ર્યનૂ બંધ-રણ ઘણા ઊંચા પ્રકારનું બને છે, અને જીવન-સરણી સુખમય જ ભાસે છે

શ્રદ્ધા શ્વેતવર્ણી ઉષા છે, અને પૂર્ણ જ્ઞાન રૂપી દિવસના આરંભમા જ તે શોભે છે તેના વિના બુદ્ધિબળ પ્રાપ્ત થઈ શકતૂ નથી, તેમજ મનની અચલ દ્દઢતા સાધ્ય થઈ શકતો નથી શ્રદ્ધાવાન મનુષ્ય દુનિયાના દુખોથી દબાઇ જતો નથી જયારે તે દુઃખોથી ઘેરાય છે, ત્યારે સ્હેજ પણ ગભરાયા વિના પોતાના સાધ્ય તરફ દૃષ્ટિ રાખી, દુઃખના બાહ

અંધકારમાં થઈને પણ ધીરજ ને હિમ્મતથી તે પોતાનો માર્ગ કાઢે છે. અને જ્ઞાન–સૂર્યનાં કિરણો વડે દુ:ખ–વાદળાં દૂર કરી પોતાના જીવનને જ્વલંત બનાવે છે આ જ્વલંત જીવનનો પ્રકાશ ઘણે દૂર સુધી પડે છે, અને શાન્ત સ્વતંત્ર પવન ફૂંકાય છે

સત્યના જયમા જેઓને શ્રદ્ધા હોતી નથી તેઓ દુનિયાની કુટિલતાની ભભકમા અંજાઇ નિર્લજ્જ બને છે દુષ્ટતાની ભભક બહુ ભારે હોય છે, અને તે ભભકમા પતંગવત્ ઝંપલાવવાનૂ દરેકને મન થાય છે. આવી ભભકમાં ઝંપલાવનારાઓ પતંગવત્ નાશ પામે છે. આ ક્રિયા કોઇ રીતે અયેગ્ય નથી, કારણ જે મનુષ્ય પોતાના જીવનમાં સત્યને ઊંચૂં સ્થાન નથી આપી શકતો, તે અસત્યને ઉત્તેજન આપે છે, અને ઊંધે માર્ગે દોરાઇને અસત્યના લાભ લેવા લલચાય છે

પોતાના જ દોષને લીધે જેઓ જીવનમાં સફળ થઇ શકતા નથી, તેઓ પારકાના જ દોષ નિહાળે છે.

પારકાના દોષોને લીધે તેઓ પોતાના જીવનમાં સફળ ન થયા, એવું તેઓ તો માની લે છે, અને બીજાઓને પણ મનાવવા યત્નો આદરે છે. તેઓ કહે છે કે—"જો બીજા મનુષ્યો લુચ્ચા અને દગલબાજ ન હોત, તો અમારૂ જીવન ક્યારનૂયે સફળ થયૂ હોત. બીજા મનુષ્યોએ જો અમને છેતર્યા ન હોત, નીતિને રસ્તેથી ભ્રષ્ટ કર્યા ન હોત, અને જો અમને અવનતિને માર્ગે દોર્યા ન હોત, તો અમે તો ઘણા નિર્દોષ, પ્રમાણિક અને સુલક્ષણા હતા. આ બધોયે મિથ્યાવાદ છે. જ્યારે તેઓ એમ કહે છે કે, "જો બીજાઓની માફક અમે દુષ્ટ અને સ્વાર્થી થયા હોત, તો અમે પણ તેમની માફક જ ઊચ્ સ્થ ન મેળવી શક્યા હોત. અમે નિઃસ્વાર્થી સ્વભાવવાળા થયા, એજ અમારૂં દુર્ભાગ્ય છે." આવા આત્મશ્લાઘી પુરુષો સંસારનો તફાવત જોઇ શક્તા નથી. તેઓને મનુષ્ય જાત ઉપર, અને સંસારના સારાંશ ઉપર જરાયે વિશ્વાસ હોતો નથી. પારકાનાં છિદ્રો જોવાથી તેમની દૃષ્ટિ હમેશાં દુર્ગુણો તરફ જ દોરાય છે. પોતાની જાતને તેઓ દુઃખી માને છે,

અને પોતે નિર્દોષ હોવા છતા દુખી છે, તેથી ઈશ્વરને અન્યાયી ગણે છે પોતાના જ દોષ જોવાને બદલે તેમને આખી દુનિયા દુષ્ટ અને સ્વાર્થી દેખાય છે. તેમના અંતઃકરણમા દુષ્ટ વૃત્તિઓનૂ સામ્રાજ્ય ધીરે ધીરે સ્થપાય છે, અને તેઓનૂ જીવન-નાવ અવળે માર્ગે દોરાય છે સૃષ્ટિના ક્રમમા સારા માણસોને કચડાઇ જતા, અને દુષ્ટ માણસોને જય પામતા તેઓ જુએ છે અજ્ઞાનને લીધેજ તેઓના નિર્બળ મન ઉપર અન્યાયની છાપ પડે છે તેઓ પોતાની જાતને દુખી, દરિદ્ર, છતા નિર્દોષ માને છે

જીવનની સાચી કિમ્મત સમજનારાઓએ, અને આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનારા મનુષ્યોએ પોતાના મનને તદ્દન નિર્મળ રાખવૂ જોઇએ જીવનમા વિજય મેળવવાને માટે, અન્યાય, કપટ અને સ્વાર્થને જ જેઓ ઉત્તમ સાધનો માને છે, તેઓ ખરેખર દુર્ભાગ્ય, વિપત્તિ અને પરાજયને પોતાને માથે વ્હોરી લે છે સદ્ગુણોની વિસર્જના કરી દુર્ગુણોનૂ આવ્હાન કરનાર કિયો પુરુષ સુખ મેળવી શકશે ?

જે મનુષ્ય દુર્ગુણોને સદ્દગુણો કરતા વધારે બળવાન ગણે છે, અને દુષ્ટ માણસોને વધારે સુખી માને છે, તે જાતે જ દુર્ગુણી અને દુષ્ટ હોય છે કમળો થયો હોય, તે ખરે પીળૂ જ દેખે છે।

દુનિયામા બહારથી જોનારને એમ જણાઈ આવ્યા વિના નથી રહેતુ, કે દુનિયામા દુરાચાર ઘણો જ ચાલે છે, દુરાચારી મનુષ્યો ઊંચૂં સ્થાન ભોગવે છે, અને સારા મનુષ્યો બાપડા કચડાયલા જ રહે છે આ દેખાવ ખરેખર મૃગજળ જેવો છે દુરાચારી બની અહિ ઊંચી પદવીઓ ભોગવવી, કે મોજશોખ ભોગવવા, એમાજ જીવન સમાઈ જતૂ નથી આવા દુરાચારી મનુષ્યોના અતરમા તેમને એક કીડો છાનો છાનો એવા કોલી ખાય છે, કે તેમના બધાં સુખને નીરસ બનાવી દે છે સાફ દિલથી જ્યારે તેમના જીવન તપાસવામાં આવે છે, ત્યારે જ તેમના જીવનની સૂક્ષ્મ ગુચો જણાય છે, અને ન્યાયી, સદ ચારી, તથા નિષ્કપટી જીવન વિજયવંત છે, એ સત્ય ત્યારે જ સહમજાય છે.

નીતિમય જીવનની હાલ ઘણી વાતો કરવામા આવે છે આ બતાવી આપે છે, કે દુનિયામા અનીતિ અપાર છે. અનીતિ સાથે દુનિયામા દુ ખો પણ તમને ઘણા જડી આવશે, કારણ અનીતિ અને દુ ખ કાર્ય કારણનો સબધ ધરાવે છે નીતિમય જીવન ગાળનારી વ્યક્તિઓની પણ આ દુનિયામા ખોટ નથી. વળી એટલૂ યે ચોક્કસ, કે એવી વ્યક્તિઓ સુખી છે, કારણ નીતિ અને સુખ કાર્યકરણનો સંબધ ધરાવે છે

અન્યાયી વર્તનથી જેનૂ જીવન કલુષિત થયૂ નથી, દુ ખથી જે સમૂળગો ડરતો નથી, અને વિપત્તિઓથી જે લગારેય મૂઝાતો નથી, તે મનુષ્ય સાચૂં જીવન ગાળે છે આવા સાચા જીવનમા સત્તા અને સ્વતત્રતા સમાઈ છે, તે સત્તા અને સ્વતંત્રતામા જેને શ્રદ્ધા હોય છે, તેને કોઇપણ પ્રકારની અડચણ નડી શકતી નથી નિરાશા તો તેને કદીયે થતી જ નથી અણધાર્યા બનાવો બનવા છતાં તેમનાં કાર્યો અપ્રતિહત થયાં જાય છે.

કદાચિત્ પ્રતિકૂળ સંયોગોથી તેમનાં કાર્યો ધારેલાં ફળ નથી આપતા તો તેમના ઉત્સાહ અને આશા વધતાં જાય છે. તેઓ કદીયે નિરાશ તો થતા જ નથી, તેમના પ્રયાસો વધારે વેગવાન થાય છે એક વખત નિષ્ફળ થયા પછી તો તેઓ ધાર્યા કરતાયે વધારે મેળવવા બમણા જોરથી ધસે છે. આખરે તેઓ સફળ થયા વિના રહેતા જ નથી નિષ્ફળતાથીયે તેમનું જીવન દૃઢ થતું જાય છે, અને તેમનૂ ચારિત્ર્ય ઘડાય છે.

કદાચ યુદ્ધમાં શત્રુના ધસારા સામે ટકી રહેવાને મનુષ્ય ધૈર્ય રાખી શકે, અથવા જંગલમાં વસતાં હિંસક પશુઓ સામે ધીરજથી ટકી શકે, પણ તે જ મનુષ્ય જીવનમાં આવતા વિકટ પ્રસંગો સામે ધૈર્ય રાખી શકતો નથી, ધીરજથી આત્મબળ ઉપર શ્રદ્ધા ઊપજે છે. ધીરજ શ્રદ્ધાની સહચારિણી છે.

બહીકણા સ્વભાવવાળો, ચિંતાતુર, નિરાશ થયેલો મનુષ્ય ધાર્મિક આસ્થાવાળો અને જ્ઞાની હોય,

છતાયે તેનામા શ્રદ્ધ નથી; કારણ જ્યા શ્રદ્ધા છે, ત્યા ધીરજ અને ઉત્સાહ હેય છે સાચૂ મનોગત [illegible] કરવૂ હોય, તો શ્રદ્ધા કદીયે ન ત્યજશો.

શિખામણના શબ્દો ઘણુએ કહેલાછે, અને ઘણાએ પોતાના વિચારો વારે વરે બદલ્યા હશે તેથી બધાના કહેવા ઉપર ધ્યન ન અપવા કરતા જે સત્ય જોઈ અને કહી શકે છે, તેજ તમારો સાચો ગુરુ છે ભકતો હોવનો જેઓ દાવો કરે છે, જેઓ મદિરો-મા સાધુઓ બનીને બેઠેલા હોય છે, તેઓજ ઘણી વાર ઈશ્વરમા સચી શ્રદ્ધા રાખનારા હોતા નથી. મનુષ્યમા ધાર્મિક લાગણી ન હોય, છતાયે જો તે સત્યવાદી હેય, ઉત્સાહી હોય, અને ધૈર્યવન હોય, તો તે જ ઈશ્વરનો સાચો ભક્ત છે દુનિયના દુખોથી પીડાઈ વારે વારે ઈશ્વર સામે ફરીઆદ કરનારા અને રડતા મનુષ્યોથી ઈશ્વર ઘણો આઘો વસે છે તેમને ઈશ્વરમા દ્ધા હોતી જ નથી, અને તેમને ઈશ્વરમા અણુવિશ્વાસ અવે છે. સત્યની જેઓ અવગણના કરે છે, અને અસત્યને દુનિયામા વિજય

પામતૂ જોઇ જેઓ અજાઈ જાય છે, તેઓ જ ખરે-ખરા નાસ્તિક છે જીવનમા સ્વાર્થને લીધે ઘણા વિકટ પ્રસગો ઉત્પન્ન થાય છે, તે પ્રાયે ધૈર્યથી જીતાય છે આ ધૈર્ય શ્રદ્ધા વિના ટકી રહેતું નથી આવો ધૈર્યવાન પુરુષ પરાજયમા જ જયનૂ સાધન શોધે છે દુખો સહન કરવામા, શન્તિનૂ કવચ ધારણ કરવામા, અને આપત્તિઓની સામે થવામા ધૈર્ય ઘણૂ ઉપયોગી થઇ પડે છે આ ધૈર્યને લીધે દરેક સત્ય વસ્તુમા તેની શ્રદ્ધા દૃઢ થાય છે, અને તેના મન અને હૃદય સ્વતત્રતા અને વિજયની લાગણી અનુભવે છે.

મનુષ્ય ! તારા અતરમા શ્રદ્ધાની દિવ્ય જ્યોતિ પ્રકટાવ અજ્ઞાનના ગાઢ અધકારમાંથી પસાર થતા આ જ્યોતિનો પ્રકાશ તને યોગ્ય માર્ગે દોરશે જ્ઞાનના જવલત પ્રકાશ આગળ આ જ્યોતિનો પ્રકાશ ઘણો જ ઝાંખો છે, છતાયે સંશય અને નિરાશના અધકારમાંથી તને દોરવને આ પ્રકાશ બસ છે. તારા હૃદયમા ઉછળતા ક્રૂર વિચારો

શ્રદ્ધાથી જ શાન્ત થશે. આ શ્રદ્ધાને તારા હૃદયમાં રાખી, તારા જીવનનો માર્ગ સરળ અને દિવ્ય બનાવ. તારા જીવનમાં નવૂં જ ચેતન આવશે; અને તેથી જ તારૂં જીવ્યું સફળ થશે. ઓ આશાવાદી મનુષ્ય! જ્યારે તારૂ હૃદય અને મન શ્રદ્ધાથી છલકાઈ જશે, ત્યારે તનેય ગાવાનૂ મન થશે કે·—

ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે,
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે.

—જયા જયન્ત, ૧ : ૭.



## ૨. પુરુષત્વ અને સહૃદયતા.



સાચા પુરુષને છાજતા ગુણો જે પુરુષમાં હોય છે, તે સાચો પુરુષ છે. મનુષ્ય પુણ્યવાન ત્યારે જ થઇ શકે છે, કે જ્યારે તેનામા પુરુષત્વ સંપૂર્ણ ખીલેલૂ હોય છે. સુજનતા અને નીતિ એ બન્ને જુદી વસ્તુ નથી મનુષ્યનૂં જીવન ઘણુંયે દુરાચરણો-થી કલુષિત થયૂં હોય છે. અહંકાર, આત્મ -પ્રસશા, કૃતઘ્નતા અને દંભ તેના જીવનમા ભાર રૂપ હોય છે તેઓ જેમ બને તેમ વહેલા સુધરે એ જરૂરનૂ છે.

કર્મથી માણસ પોતાની આસપાસ વાતાવરણ રચે છે. મનુષ્ય જેવાં કર્મ કરે છે, તેવૂ વાતાવરણ તેની આસપાસ થઇ રહે છે. ઘોર કર્મના મનુષ્યની આસપાસ વાતાવરણ પણ ઘોર ભયંકર જ હોય છે. સત્કર્મી મનુષ્યની આસપાસનૂં વાતાવરણ શાન્ત અને પ્રેમ ઉપજાવનારૂં હોય છે. આમ જનસમૂહનૂં

આખું વાતાવરણુ સારા કે માઠા પરિણામ ઉપજાવે છે " દુષ્કાળ, રોગ, અને ભયંકર આપત્તિઓ જનસમૂહના ઘોર કર્મની આરસી છે; સુકાળ, આરોગ્ય અને શાન્તિ જનસમૂહના સત્કર્મનું ફળ છે.અર્જુનને ગીતામૃત પાતા પાતા શ્રી કૃષ્ણુને ઉચ્ચાર કાઢવો પડ્યો છે કે —

**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ।**

આનો અર્થ તો એજ જનસમૂહના મોટા ભાગના સત્કર્મનૂ વાતાવરણુ પર્જન્ય લાવે, એમાં આશ્ચર્ય નથી માટેજ શુદ્ધ જીવન ગાળવા ઇચ્છનાર મનુષ્ય-મા દભ આદિ દુર્ગુણો હોવા જોઇએ નહિ

દુરાચરણુથી મનુષ્ય નિર્વીર્ય થઇ જાય છે તેને તેના કામમા કદીયે વિજય મળતો નથી કામક્રોધાદિ નિર્વીર્યતાથીજ ઉદ્દભવે છે સદાચાર મનુષ્યને વીર્યવાન બનાવે છે વીર્યવાન મનુષ્યનામા કામક્રોધાદિ વિશેષ પ્રમાણુમા જોવામા આવતાં નથી. આરંભેલા કાર્યો તે વહેલા આરોપી લે છે, અને તે વિજય

વારેવારે મેળવે છે સુજનના મેળવવા માટે પુરુષે તેમજ સ્ત્રીએ વીર્યવાન બનવું જોઇએ અને આત્મ શ્રદ્ધ નો ગુણ ખીલવવો જોઇએ

## वृद्धा नारी पतिव्रता ।

એ નિયમાનુસાર સદાચારી મનુષ્યો બાયલા હોવાથી જ વિનય, પવિત્રતા આદિ ગુણોવાળા હોય છે, આવી માન્યતા ઘણાઓ ધરાવે છે આ માન્યતા ૮ઢન પયા વિનાની હોય છે જેઓ ખરેખરા વીર્યવાન હોય છે, તેઓજ વિનયી, પવિત્ર અને ધૈર્યવાન હોય છે ઈશ્વરકૃત સૃષ્ટિમા પણ આમજ બને છે 'કમજોર અને ગુસ્સા ખોત' જેવા કુતરા કરતાં વનરાજ ગણાતા બલિષ્ઠ સિંહમા ગંભીરતા ઘણી દેખાય છે જેઓ વીર્યવાન હોય છે તેઓ જ ધૈર્યવાન હોય છે.

પશુ-બળ મનુષ્યની સારી વૃત્તિઓને જડ બનાવે છે પશુ-બળથી મનુષ્ય વારેવારે પોતાનું ભાન ભૂલે છે. આ પશુ-બળ ઉપર જો યોગ્ય સંયમ

રખાય, તો એજ પશુ–બળ મનુષ્યને જીવનમા આશિર્વાદ રૂપ થઈ પડે છે, અને તેની દિવ્ય શક્તિ-ઓ જાગૃત થાય છે

મનની શક્તિઓને નિરંકુશ થવા દેવી જોઇએ નહિ આ શક્તિઓને સંયમમા રાખી, તેમને યોગ્ય માર્ગે દોરવાની ટેવ મનુષ્યે પાડવી જોઇએ અંત-કરણ ગમે તેવી લાગણીઓને સ્હેલાઇથી વશ થઈ જાય છે અંતકરણ સર્વગ્રાહી કરતા સત્યગ્રાહી કરવાની ખાસ જરૂર છે વિકારો આપણા ગુરુ નથી, પણ ગુલામ છે, અને મનુષ્યની ઇચ્છાનુસાર દોરાવાને તેઓ નિર્માયા છે વિકારો ઉપર ગુરુપણું દાખવનાર સાચા પુરુષ નામને લાયક છે તે જ જનસમાજની સાચી સેવા બજાવી શકે છે

માણસે પોતાના મનમા એમ જ ધારવું જોઈએ, કે ‘ હું દુષ્ટ નથી મ્હારા શરીરનું એક પણ અંગ અથવા મ્હારૂં મન મલીન નથી. કુદરત કદીયે ભૂલ કરતી જ નથી. વિશ્વ સત્ય ઉપર ટકેલું છે; મ્હારી

શક્તિઓ સારે માર્ગે જ દોરાયલી છે, અને મ્હારાં કાર્યો સદાયે ઉજ્જવલ છે' આમ ધારણા કરવાથીયે મનુષ્ય અવળે માર્ગે જતા અચકાશે તેનૂં અંતઃકરણ તેને અવળે માર્ગે જતા એકદમ અટકાવશે અંતઃકરણનો ડંખ વાગ્યા પછી તે કામ કદીયે કરશો નહિ

મનુષ્ય પોતાનૂં મરણ પોતે જ વ્હોરી લે છે 'થવાનૂં હતૂ તેથી થયૂં' એ વાક્ય અકાળ મૃત્યુને જરાયે લાગી શકતૂ નથી અકાળે જેટલા મૃત્યુ થાય છે, તે બધાયે દૂર કરી શકાય તેવા છે. પોતાના શરીર-યંત્રને બરોબર સ્હમજી જનાર પ્રાચીન આર્ય-યોગીઓ દીર્ઘાયુષ્યવાળા હોય, તો તેમાં જરાયે અતિશયોક્તિ નથી કોઇ પણ વસ્તુનૂ અતિ સેવન, અનિયમિત આહાર, અયોગ્ય વિહાર, અને અશાન્તિ મનુષ્યના જીવનનો ક્ષય કરે છે આમ અકાળે મૃત્યુ વશ થતાં મનુષ્યો આખરે પ્રભુને ગાળો દે છે, અને પોતાના જીવનનો એક પણ દોષ જોયા વિના અંતકાળ સુધી પોતાને નિર્દોષ

માનતા માનતા આ દુનિયામાંથી ચાલ્યા જાય છે!

સ્વ-અભિમાન મનુષ્યમા હોવૂ જોઈએ આ સ્વ-અભિમાન મન સયમથી વિમુખ ન હોવૂ જોઈએ મન સયમ જરાજ શિથિલ થાય તો ક્રોધ એકદમ ઉદ્ભવે છે આ ક્રોધ સ્વ-અભિમાનની લાગણીનો ઘાતક નીવડે છે સ્હેજમા મનને વિહ્વલ થવાની ટેવ પડે છે મન સયમી પુરૂષ પોતાના કાર્યની સિદ્ધિ બીજાના અભિપ્રાયો ઉપર ટકાવતો નથી મલીન ભાષા વાપરનારાઓ સાથે વાત પણ કરી તે પોતાના મનને કલુષિત થવા દેતો નથી

પુરૂષ શાન્ત, સ્વસ્થ, અને ગભીર પ્રકૃતિવાળો હોય છે બીજાઓને તિરસ્કાર્યા વિના પોતાનૂ સ્વ-અભિમાન જાળવવૂં, એ ઘણૂ વિકટ કાર્ય છે પોતાના રસ્તા પોતે જ શોધી લેવા, અને બીજાઓના કાર્યોમાં અતરાયરૂપ ન થવૂ, એ સ્વ-અભિમાનના પોષક તત્ત્વો છે. સ્વ-અભિમાન રાખનાર મનુષ્ય તાબે થવા કરતા મરવૂ વધારે પસદ કરે છે. વિ-

કારોને ય વશ થઈ નિર્માલ્ય દેખાવાનૂ તેને ગમતૂં નથી સર્વત્ર પોતાનૂ જ સામ્રાજય જોવાને તે ઉત્સુક હોય છે સ્વ-અભિમાની પુરૂષ દયારહિત હોતો નથી ગરવા હિન્દના પ્રભાવશાલી રજપુતો સ્વ-અભિમાની છતા દયાવાળા હતા, તે તેમના જીવન-વૃત્તાંતો ઉપરથી જણાય છે વારે વારે જીત મેળવ્યા છતાં વારે વારે હુમલો કરનાર ઘોરીને પૃથુરાજે જવા દીધો, અને તે જ ઘોરીને હાથે અંતે પૃથુ-રાજનૂં મરણ થયૂં પૃથુરાજ શુદ્ધ ક્ષત્રીય વીર્યનો ખરેખરો નમુનો છે

દરેક કાર્ય તમારા અંતઃકરણને પૂછીને આદરો આમ ટેવ પડી ગયા પછી તમને એકદમ સ્હમ-જાશે, કે કયૂ કાર્ય કરવા જેવૂ છે, અને કયૂ કાર્ય કરવા જેવૂં નથી મન સદેહમા પડતા અંતઃકરણ સાચો જવાબ આપશે * અંતઃકરણની પાસેથી સાચા

* આ વિચાર સાથે સરખાવો—**सतां हि सन्देह-पदेषु वस्तुषु प्रमाणमंतःकरणस्य वृत्तय ॥**

શાકુન્તલ—કાલિદાસ

જવાબ લેતા પહેલા તમારૂં અંતઃકરણ નિર્મળ અને પવિત્ર હોવું જોઇશે તમારા અંતઃકરણને દુભવનારા ઘણાયે તમને જડશે, છતાયે તેમને ચાહો શત્રુને યે ચાહાવૂ, એ સાચા વીર્યવાનનૂ લક્ષણ છે જે મનુષ્યો સ્વ–અભિમાન રાખી શકતા નથી, જેઓ પરાવલંબી અને પરતંત્ર છે, જેઓ અંતઃકરણને સ્હમજી શકતા નથી, તેમના ઉપર રોષ કરવા કરતા દયા રાખો આ દયાનો બહાર જરાયે ડોળ ન દેખાડશો માત્ર તેમના તરફ દયાના કાર્યો કર્યા જાઓ

આત્મ–શ્રદ્ધથી અંતઃકરણ શુદ્ધ બને છે જેઓ આત્મ–શ્રદ્ધાવાન હોય છે, જેઓ વીર્યવાન હોય છે, તેઓ બીજાના અભિપ્રાય મેળવવા સ્હેજ પણ લો-ભાશે નહિ. બીજાના અભિપ્રાયો તેમનાં આદરેલાં કાર્યોને મળતા હોય કે ન હોય, છતાંયે તેઓ તો આદરેલા આટોપી લેશે તેઓનાં કાર્યો ચોક્કસ યોગ્ય માર્ગે જ થવાના સ્વ–અભિમાનની તીવ્ર લાગણીવાળા અને સ્વતંત્ર વિચારોથી પોતાના માર્ગ શોધી લેનારા પુરૂષો સદા પૂજ્ય છે

સહૃદયતા વિવેક વિનાની ન હોવી જોઇએ સા-રાસારના વિવેકથી સહૃદયતા શોભે છે સહૃદયી મનુષ્ય સંકુચિત દૃષ્ટિવાળો હોતો નથી, બીજાના સ્વતંત્ર વિચારોને તે વધાવી લે છે, તેની બુદ્ધિ હમેશાં વિશાળ પ્રદેશમા વિહરે છે તેના ઉપર પડતા દુ ખોને પણ તે વિશાળ દૃષ્ટિએ તપાસે છે

હૃદયમા ઉત્પન્ન થતાં દુ ખોથી, અને બુદ્ધિ બ્હેર મારી જવાથી મનુષ્ય નિરાધાર બની રહે છે, દુ ખ-માથી છૂટવા ફાંફા મારે છે આમ ફાંફા મારતી વખતે તેને સાચો માર્ગ જણાય છે ‘ જાત ઉપર જય મેળવો ’ એ પ્રથમ સત્ય, ઉષાના કિરણની માફક તેના હૃદયમા ઝીણો ઝીણો પ્રકાશ નાંખે છે ઇન્દ્રિય–નિગ્રહથી મનની નિર્બળતા ધીરે ધીરે ઓછી થતી જાય છે, મનની નિર્બળતા દૂર થયા પછી સ્વાર્થ વૃત્તિ ક્ષીણ થાય છે [1]વિષયોનું વારે

---

१. ध्यायतो विषयान्‌ पुंस संगस्तेषूपजायते।
म. गी.

વારે ધ્યાન ધરવાથી મન નિર્બળ બને છે. વિષયોના દરેક ઉછાળાઓને દબાવતાં મનુષ્યે શીખવૂ જોઇએ વિષયોનો પહેલો ઉછાળો હેજ મદ હોય છે વિષયોમા લપટાઇ રહેલા મનુષ્યો આ પહેલે જ ઉછાળે તેમા ફસાઇ પડે છે કેટલાક મનુષ્યો આ પહેલા ઉછાળાને દબાવી શકે છે આ પહેલો ઉછાળો દબાવ્યા પછી વિષયો બમણા વેગથી ફરીથી મનને હલાવી નાખે છે આ બીજા ધસારા સામે મનુષ્યો ટકી શકતા નથી પરન્તુ જેઓ આ વેગનેયે ધક્કો મારી પાછો હઠાવે છે, તેઓને વિષયો જાણે આજીજી કરતા ન હોય, તેમ તેમના હૃદયમા ધીમે ધીમે તનમનાટ મચાવે છે જેઓ એ ધસારા સામે હિમ્મતથી ટકી રહેલા હોય છે, તેઓમાથી ઘણા આખો સાગર તર્યા પછી ખાબોચીયામા ડૂબવા જેવૂ કરે છે, અને વિષયોના આ મન્દ તનમનાટને સ્હેજમા વશ થાય છે આ તનમનાટને જીતી લીધા પછી વિષયો આપોઆપ શાન્ત થઇ જાય છે. આમ ઘણીવાર અભ્યાસ થયા પછી મનુષ્ય

વિષયોનો શુરૂ થવા લાયક થાય છે વિષયવાસનાને દબાવવાને મનુષ્યે પોતાની જરૂરીઆતની વસ્તુઓ કમી કરી દેવી જોઇએ વિષયોને સ્હેલાઇથી દૂર રાખનાર યોગીજનોની જરૂરીઆતની વસ્તુઓ ઘણી થોડી જ રહેતી

કુદરતને નિહાળો તેના નિયમોની કદીયે અવગણના કરશો નહિ કુદરતની સ્હામે થવાનૂ માણસને ઘણુ ગમે છે. આને લીધે જ મનુષ્યનો અત વહેલો આવે છે કુદરતને વશ કરવાની ઇચ્છા અજ્ઞાનથી જ મનુષ્યનામા ઉત્પન્ન થાય છે તે એમ સ્હમજે છે, કે કુદરતને વશ કરવાથી તે બીજાઓને આશ્ચર્ય પમાડી શકશે, પણ કુદરત વશ કરવાના પ્રયત્નોમા જ મનુષ્ય પોતાની સત્તા ગુમાવે છે. કુદરતના નિયમોની અવગણના કરવાની વૃત્તિ ઉત્પન્ન થતા જ તેને દબાવી દેવાની જરૂર છે એક પછી એક ખોટી વૃત્તિઓને દબાવી દેવાનૂ શીખ્યા પછી મન કેળવાય છે મનોબળનુ માપ કાઢયા

પછી, વૃત્તિઓને દબાવી શકાય, તેવી રીતે જ તેમને ઉછેરવી

મનુષ્ય નિષ્કપટી હોવો જોઇએ સહૃદયતા, સરલતા, અને પ્રમાણિકતા મનુષ્યના આવશ્યક ગુણો છે સહૃદયી મનુષ્ય દંભ રહિત હોય છે દભી મનુષ્ય તદ્દન બાયલો જ છે બીજાને છેતરતાં પોતે જ છેતરાય છે સહૃદયી મનુષ્ય સ્હેજ પણ ઓસંગણુ વિના બીજા મનુષ્યોને મળી શકે છે તેનામાં કોઈ પણ જાતનો ડર હોતો નથી તેના શબ્દો કદીયે ખાલી હોતા નથી, દંભી મનુષ્યને તે એકદમ ઓળખી શકે છે

કેટલાક મનુષ્યો પોતાના દંભથી ખરેખર અજાણુ હોય છે. આવા મનુષ્યો કપટીઓના સ્હેજમાં ભોગ થઈ પડે છે આ મનુષ્યોમાંથી ઘણુાયે નિયમિત દરરોજ મંદિરોમા જતા હશે પણ તેમના મલીન મનમાં તદ્દન ઊંધા વિચારો ચાલતા હોય છે મદિરમાં બેઠે બેઠે કોઇ દુશ્મનને રોળી નાંખવાના,

અથવા નિન્દા કુથલીના વિચારો તેમના મનમાં એકસરખા રમી રહ્યા હોય છે સંસારની અસારતા આ લોકોને પહેલી જણાય છે. તેઓ જ્યારે દુનિયાથી ત્યજાયલા રહે છે, ત્યારે તેઓ સંસારની કટુતાનાં ભાષણો જ કરે છે પરન્તુ ખરે! તેમને પોતાના દુષ્ટ સ્વભાવની ખબર જ ક્યાં હોય છે?

સાચા મિત્રો મેળવવા હોય, તો સહૃદયી થાઓ. તમે જે પ્રમાણે દુનિયામાં વર્તન ચલાવશો, તેવા મિત્રો તમને મળી રહેશે. તમે પ્રમાણિક હશો, તો દુનિયા તમારા તરફ પ્રમાણિકતાથી વર્તશે.

કોઈ પણ કામ કરતાં તમારે નીચું જોવું પડે, તેવું એક પણ કામ તમે કરશો નહી સહૃદયી મનુષ્ય એવું એક પણ કામ નહિ આદરે, કે જેથી તેને સ્હેજે નીચું જોવાનો પ્રસંગ આવે. તેની ભાષા હલકી નહિ હોય. તેના શબ્દો કાર્ય વાહી હોય છે, તેથી તેના શબ્દોનું વજન ખરેખરૂં પડે છે, અને તેનો અસર સચોટ થાય છે.

સરળ, ઉદાર, અને માયાળુ હૃદયથી મનુષ્ય અ-

ધાર્યે કાર્યો પાર પાડે છે સયોગોને અધીન હોવા છતા મનુષ્ય સ્વતંત્ર બની શકે છે સ્વતત્રતા વિના મનુષ્યનૂ જીવન તદ્દન નક.મૂ છે જે દેશમા પુરૂષો વીર્યવાન, પ્રમાણિક, અને ઉદાર હોય છે, જે દેશમા સ્રીઓ નમ્ર, સત્યવાદી, અને પવિત્ર વિચાર કરનારી હોય છે, તે દેશ ઝડપથી ઉન્નતિના શિખરે પહોચે છે સ્રીઓમાથી નિન્દા, અને કુથલીના દુર્ગુણો જાય, તો જ તેઓ ઉદાર ચરિત્રવાળા પુરૂષોને જન્મ આપી શકે સ્રીઓ દેશનો જીર્ણોદ્ધાર આમ જ કરી શકે તેઓ જ પુરૂષોને શોભાવશે, અને સમાજને પ્રેમ, શાન્તિ, અને સુખના માર્ગ બતાવશે, અને આવી રીતે જ સસાર રસમય અને ભોગ્ય થશે



# ૩ શક્તિ અને સત્તા.



સમસ્ત વિશ્વમા એક શક્તિ એવી છે, કે જે-નાથી જ આ વિશ્વ ટકેલૂ છે આ શક્તિ કદીયે નશ પામતી નથી ઝીણામા ઝીણા કણથી માડીને મ્હોટામા મ્હોટા તારાઓમા તે શક્તિ વ્યાપ્ત થ-યેલી છે આ શક્તિના પ્રભાવથી જ સમય વિવિધ પલટા લે છે

મનુષ્યનામા ઉત્પાદક શક્તિ જોવમા આવે છે આ શક્તિને ખીલવવામા સ્નેહ, બુદ્ધિ, નીતિ, અને વિવેક એટલા ગુણો સાધનભૂત બને છે આ શક્તિને વાપરવામા મનુષ્ય નિયમ સાચવે, તો તે સંયમી બને છે સયમી મનુષ્ય સુખી હોય છે

મનુષ્ય એક રાજા છે જો તે સત્યના નિયમો બરોબર સમજી જાય, તો તેના જેટલો પ્રબ,ળ

શાલી બીજો કોઈ થઈ શકતો નથી દુષ્ટતાની જા-
ળમા સપડાઈ નિરાધાર બની, જીવન પૂરૂં કરવાને
માટે જ કોઈ મનુષ્ય જન્મ્યો નથી જો તેનામાં
માનસિક અને શારીરિક બળ ખીલે, તો તેની સત્તા
દેવની સત્તાથી લગારેય ઓછી નથી. ઈશ્વરના અવ-
તાર મનુષ્યને એ જ સૂચવે છે, કે જો તેની શ-
ક્તિઓનો યોગ્ય વિકાસ થાય, તો તે ઈશ્વર–પદ
ધારણ કરી શકે છે

પરતુ મનુષ્ય શંકાશીલ રહ્યાં કરે છે "મ્હારાથી
આ કેવી રીતે થઈ શકશે? હૂ એકલો શૂં કરી
શકવાનો હતો? આ કામમાં મ્હારૂ તે શૂં ગજૂ?"
આમ બોલી મનુષ્ય પોતાની જાતને અશક્ત, નિ-
ર્માલ્ય, અને પરાધીન કલ્પે છે, અને સારૂ જીવન
ગાળવુ અશક્ય ગણી, હોય તેવી જ સ્થિતિમાં
પડ્યા રહેવામા સંતોષ માને છે પણ મનુષ્યે વિ-
ચારવાનું નથી, કે આ તો નવો યુગ પ્રવર્તે છે.

આ નવા યુગમાં નિરુત્સાહી પુરુષો વિના મોતે માર્યા જવાના. આળસ અને મંદતાને હવે તો બ-ધાએ તિલાંજલી જ આપવી જોઇએ આ નવા યુગમાં રહેવા ઇચ્છનાર વ્યક્તિએ બતાવી આપવું જોઇશે, કે એ પોતાની ઇચ્છા પ્રમાણે રહી શકે તેમ છે. તે ઇચ્છાને અધીન નથી, પણ ઇચ્છા તેને અધીન છે તેનું મન હમેશાં નિ-ર્મળ છે; બહારના શત્રુને હરાવવાની, અથવા કોઈ પણ રાજ્યતંત્રને ઉથલાવી પાડવાની, અથવા રાજ્ય કે સત્તા સામે બંડ ઉઠાવવાની જ શક્તિ તે ધરાવે છે, એ બહાર બતાવવા કરતા અજ્ઞાન, મૂર્ખતા, અને દુઃખનો જડમૂળથી નાશ કરવાની તેનામા શક્તિ છે, એ બતાવી આપવું જોઇએ

મનુષ્યની નિર્બળતા વિષે જેને જે કહેવુ હોય, તે ભલે કહે પણ એટલુ તો ચોક્કસ છે કે મનુષ્ય દૈવનીયે સત્તા ધરાવે છે મનુષ્ય ખરેખર શક્તિ-માન છે. માણસ ધારે તે કરી શકે, તેવી શક્તિ છે.

અને સત્તા ધરાવે છે સાચુ પુરૂષત્વ પ્રાપ્ત કરી રહ્યા હોય, તેવા પુરૂષોને માટે જ આ પુસ્તક લખાય છે બાળકો માટે નથી જેઓ વાચે છે, અને વિચાર કરે છે, જેઓ સારૂ કે નરસુ સ્હેલાઇથી શોધી શકે છે, જેઓ શીખવાને ઘણા આતુર હોય છે, જેઓ દુર્ગુણોથી દૂર રહેવા ઇચ્છે છે, સ્વાર્થ અને નીચ વૃત્તિનો ત્યાગ કરી, સ્વતંત્ર અને નિર્મળ જીવન ગાળવા જેઓ યત્ન કરે છે, તેઓને જ આ પુસ્તક ઉપયોગનું થશે ટૂંકી દૃષ્ટિવાળા અને અ-વિચારી મનુષ્યો સત્યની કદર કરી શકતા નથી. હલકી બુદ્ધિવાળા, આળસુ પુરૂષો જીવનને જીવી શકતા નથી

અનુભવથી મનુષ્ય ઘડાય છે જ્યા સુધી તેને અનુભવ નથી મળ્યો હોતો, ત્યા સુધી તે કુદરતની સ્હામે ફાળો ભરે છે. ન્હાનૂ બાળક અગ્નિનો ઝગ-મગાટ દેખી તેને હાથમા ઝાલવા જાય છે; પછી જ્યારે તે દાઝાય છે, ત્યારે જ જીવનમાં ફરીથી ફરીયે અગ્નિને હાથ અડકાડતો નથી. આમ બધીયે

બાબતમા મનુષ્ય અનુભવથી સ્હમજુ થાય છે. કુદરતની વિરુદ્ધ મનુષ્ય જેટલી ફાળો ભરે છે, તે એનૂ સામર્થ્ય સૂચવે છે પાપ અને પુણ્ય એ બંને મનુષ્યની શક્તિની બે બાજુ છે ખોટુ કામ કરનારાઓ પણ પુણ્યવતા મનુષ્યોની માફક બહાદુર હોય છે માત્ર અજ્ઞાનતાથી તેમની બુદ્ધિ છવાયેલી હોય છે પાપી મનુષ્ય જો પોતાની રહેણી કરણીમાં તદ્દન પરિવર્તન કરે તો તે અવશ્ય સદાચારી મનુષ્ય થઈ શકે છે દુષ્ટ કૃત્યોને લીધે થતા દુખો ન સહેવાયાથી રડવૂ મૂકી દઈ, તે કૃત્યોને ઉલટાં કરી દો, તેથી જ નિબળતા બળના સ્વરૂપમા, અનાથતા સત્તાના સ્વરૂપમા, અને દુખ સુખના સ્વરૂપમા બદલાઈ જશે.

કુદરતે મનુષ્યમાં જે શક્તિઓ મૂકી છે, તે શક્તિઓનો સારો કે નરસો ઉપયોગ કરવાનૂં મનુષ્યના પોતાના જ હાથમા છે કાં તો તે શક્તિઓ જુદી જુદી દિશાઓમા વપરાય છે, અથવા તેમનો સંચય કરવામાં આવે છે સંચય કરેલી શક્તિ એ

જ સત્તા છે. પરોપકાર અર્થે વાપરવામા આવેલી શક્તિ એ જ ડહાપણ છે. જે મનુષ્ય પોતાની શક્તિને એક જ સાધ્ય તરફ દોરે છે, અને શાન્તિથી પોતાનું કાર્ય આટોપી લીધા પછીથી જ તેનાં કર્મના ફળની રાહ જૂએ છે, તે મનુષ્ય જ ખરેખરી સત્તા ભોગવે છે પોતાની બધીયે ઇચ્છાઓને ગમે તેમ વહી જતી અટકાવવી, કેવળ વિષયોમા સતોષ ન માનવો, ક્ષણિક સુખમાં લાલસા ન રાખવી, આ બધૂ સત્તાવાળા મનુષ્યો કરી શકે છે.

જો એક વખત તમારી શક્તિનો તમે એક દિશામાં ઉપયોગ કર્યો, તો તે શક્તિને બીજે માર્ગે દોરવી, ઘણી મુશ્કેલ થઇ પડશે એક વખત દુર્ગુણનું સેવન કર્યા પછી સદ્દગુણ તરફ તમારી શક્તિઓને વાળતા બહૂ મુશ્કેલી પડશે કુદરત પોતાના હાથમાં એક ત્રાજવૂ રાખે છે, તેનાં પલ્લા લાભ અને અલાભના નામથી ઓળખાય છે આ પલ્લાઓમાંથી એકને પણ કુદરત વધારે નમી જવા

હેતી નથી એકપાસ તમે આળસ રાખશો, તો બીજી પાસ તમારી શક્તિ ક્ષીણ થતી જશે. જો મોજશોખને તમારા જીવનમા સ્થાન આપશો, તો તમારી સત્ય-શોધન કરવાની શક્તિ નષ્ટ થશે. અવગુણમાં જે શક્તિનો વ્યય થાય છે, તે શક્તિ ત્હમારા ગુણના સચયમાથી લેવામા આવે છે જો મનુષ્યે હૃદયની શુદ્ધિ મેળવવી હોય, તો તેણે ખોટી મોજમઝાહ મૂકી દેવી જોઇએ, જો તેણે પ્રેમ-વૃત્તિ ખીલવવી હોય તો સ્હામા મનુષ્યના તિરસ્કારો સહી લેવા જોઇએ દુર્ગુણોને દૂર કર્યાથી જ સદ્ગુણોનો સચય થઇ શકે છે.

જે મનુષ્યોનાં દિલ સાફ છે તેઓ સ્હેલાઇથી સ્હમજી શકશે કે, ઐહિક, માનસિક, અને આધ્યાત્મિક ઉન્નતિ મેળવવાને, દેખીતી રીતે મધુર લાગતી તેમની ઇચ્છાઓને દાબમા રાખ્યે જ છૂટકો છે. કેટલીક વાર તો જેના વિના ન ચાલી શકે, તેવી વસ્તુઓનો પણ ત્યાગ કરવો પડે છે. વિવેકી મનુષ્ય

એટલું તો સ્હમજી શકે છે કે, તેને માટે સમય અને શક્તિ અમૂક પ્રમાણમા [illegible] થયા છે આ-ટલૂ જાણ્યા પછી તો તે સમયનો અને પોતાનો શકિતનો કરકસરથી વ્યય કરે છે, અને તેમનો સગ્રહ કરવામા પોતાનાથી થાય તેટલૂં તે કરે છે

આપવડાઇની જૂઠી વાતાચતોમા, અને નજીવા આનંદો મા'ણવામા, મૂર્ખ માણસો હદ ઉપરાંત પોતાની શકિત ગુમાવે છે દુનિયામા ઉપયોગી જીવન ગાળનારા પોતાના મિત્રોને જોઇ ને, આવા મૂર્ખ માણસો બબડે છે, પોતાના મિત્રોને ઘણા ભાગ્યશાળી સ્હમજે છે તેઓ આવા મનુષ્યોની અદેખાઇ કરવા પણ ચૂકતા નથી તેઓ જાણતા નથી, કે પરોપકારી કૃત્યો કરનારા મનુષ્યો તો પરાર્થે પોતાની જાતને પણ ઘસી નાખે છે જે મનુષ્ય પ્રમાણિકપણે પોતાનૂં કાર્ય કર્યે જાય છે, સત્ય એ જેના જીવનનૂ સાધ્ય છે, પરોપકાર એ જેનૂં જીવન છે, એવા મનુષ્યનૃ જીવન બધાનેય મીઠૃ લાગશે. પારકાના કૃત્યોની ચિકિત્સા કરવા કરતા,

પોતાને ક્રિયાં કાર્યો કરવાના છે, તેનો વિચાર મનુષ્યનામા આવવાની જરૂર છે પારકાને જોવા કરતાં પોતાની જ જાતને જૂઓ, પારકાના ગુણદોષ જોવા કરતા પોતાના જ ગુણદોષ જૂએ, આમ કરવાથી જ તમારૂ જીવન સરળ, બળવાન અને સુખી બનશે.

દરેક જીવને કાઇને કાંઈ કારણસર આ દુનિયામાં જન્મ ધરવો પડે છે આ જન્મમા આપણે કાંઇક કરવાને માટેજ નિર્માયા છીએ આપણું કાય પૂરૂ થયે એક પળ વાર પણ આપણે ટકવાના નથી કુદરત લાયક માણસોનો બચાવ કરે છે; કુદરત બળવાનને સ્હાય છે Survival of the fittest, ( તદ્દન યોગ્ય મનુષ્યનો બચાવ ) આ સૂત્રમા લગાર પણ ક્રૂરતા નથી આ તો કુદરતી કાયદો છે. એક જીવહા ઉપર બીજૂં પ્રાણી જીવે છે, તે, પ્રાણીના ભોગે ત્રીજાનૂ જીવન ટકે છે, આમ પરંપરા કુદરતે જ ઘડી રાખી છે. કુદરતના આ કાયદાને ક્રૂર કે અન્યાયી કેમ કહી શકાય !

પશુઓમા પણ આપણે જોઇએ છીએ, કે બળ પ્રમાણે તેઓમા ઉત્તમતા સિદ્ધ થઈ છે વાઘ બળવાન છતા નીચ વૃત્તિવળો હેવાથી, બળવાન અને ઉદાર વૃત્તિવાળા સિંહની સરખામણીમા હલકુ સ્થાન ભોગવે છે જેઓનામા નીચ વૃત્તિ હોય છે, તેઓ વધારે ક્રૂર દેખાય છે, જીવનનૂ સાધ્ય સાધ્યા પહેલો જ ત્હેમનો વિનાશ થઈ જાય છે ઉદાર વૃત્તિઓમાથી ભ્રષ્ટ થયેલૂ જીવન નીચ પણ રહી શકતું નથી, નીચતાથીયે વધારે નીચૂં જાય છે, ખોટા અને નીચ કર્મ કરનાર, અને દુનિયાને કાઇયે ખપમા ન લાગે તેવા મનુષ્યોનો કુદરત જે સંહાર કરે છે, તે યોગ્ય જ છે

બળ મેળવો માનસિક અને શારીરિક બન્નેયે જીવનમા વિજય પ્રાપ્ત કરવાની આ ગૂઢ ચાવી છે બળ પ્રાપ્ત કરવૂં છે, એવો દઢ નિશ્ચય અને જીવનનો ઉદ્દેશ રાખ્યા વિના ત્હમે કાંઈ કરી શકવાના નથી ત્હમારૂં જીવન અનિશ્ચિત અને નિર્બળ થઈ

જશે. બળ પ્રાપ્ત કરવું, એ યોગ્ય છે કે નહિ, તે ત્હમારા હૃદયને પહેલૂ પૂછો. સારૂ કે નરસૂં કરવાનું હોય, તે બધાયે કામો આરંભતા પહેલાં ત્હમારા હૃદયને પૂછવાની ટેવ કદાપિયે વિસરતા નહિ સારૂં નરસૂં પારખી કાઢવામા ત્હમારી વિવેક--બુદ્ધિ ઘણી શુદ્ધ જોઇશે જો વિવેક--બુદ્ધિ શુદ્ધ હશે તો ખોટા કામો કરવાનો વિચાર ત્હમારા મનમાંથી પારા પેઠે સરી જશે એક વખત ત્હમારા હૃદયે ત્હમને સલાહ આપી કે અમુક કામ સારૂં છે, પછી તે કામને ઠેઠ સૂધી વળગી રહો કાર્યની સત્યતા જે ક્ષણથી ત્હમને પ્રત્યક્ષ થાય, તે જ ક્ષણથી ત્હમે કાર્યો આરંભો, કાર્યનો આરંભ કર્યા પછી લોકાપવાદ, મનની નિર્બળતા, અને પ્રમાદને ગણુકારશો નહિ. જો ત્હમને એમ લાગે, કે અમુક કાર્ય કરવામાં ત્હમારે સખત પગલા લેવા પડશે, તો લગારેય ઓસંગણુ રાખ્યા વિના, અને વિલંબ કર્યા વિના તેવા પગલા લ્યો, અને ત્હમારૂ કાર્ય પાર ઉતારો. પોતાનૂ મનોબળ બતાવતા જો કદાપિ ભૂલ

થાય, તો તે ભૂલ પણ ઈષ્ટ છે કાર્ય પાર ઉતાર-
વાને, ત્હમારી જાણમા હોય તેવા ઉત્તમ સાધનો-
નો ઉપયોગ કરો જો ત્હમારી વૃત્તિ શીખાઉ
વિદ્યાર્થીના જેવી હશે, તો ત્હમને સારા સાધનો
એકદમ મળી આવશે કાર્યનો આરંભ કરતા પહેલા
વિચાર કરો, પણ કાર્યનો આરંભ કર્યા પછી વિચાર-
માં એક ક્ષણ પણ ગુમાવશો નહિ ક્રોધી, વિષયી,
અને લોભી સ્વભાવને ત્યજી દ્યો ક્રોધી મનુષ્ય
નિર્વીર્ય હોય છે, વિષયી મનુષ્ય પોતાનૂ વીર્ય દુષ્ટ
કુત્યોમા ગુમાવે છે, ત્હેનામાં સ્વાભિમાન કે મર્દાઇ
જેવૂ કાંઈ હોતૂ નથી સ્હામા મનુષ્યની લાગણીઓ
તરફ લોભી મનુષ્ય અધ બને છે, અને સ્વર્ગના
સુખ કરતા નરકના દુખો તરફ ત્હેની દૃષ્ટિ વળેલી
હોય છે.

શક્તિ અને સત્તા મેળવવી, ત્હમારા હાથમાં જ
છે આ ત્રિપુટીનો ઉપયોગ બે રીતે થાય છે કાતો
તેઓનો આપણા સ્વાર્થના સાધનો તરિકે ઉપયોગ
થાય છે, અથવા આપણા સ્ફગુણો ને ખીલવવામા

તેઓનો ઉપયોગ થાય છે આ દ્વિપુટીનો ત્હમે જેવો ઉપયોગ કરશો, તે પ્રમાણે ત્હમારી લાયકાત અંકાશે, પશુવૃત્તિ અથવા દેવવૃત્તિનો આધાર આ બન્નેના ઉપયોગ ઉપર જ છે, જેવી રીતે આ બંનેનો ઉપયોગ થશે, તેવૂ ફળ ત્હમને મળશે. કેટલાક પોતાના મનની નિર્બળતાને માની લઈને આ શક્તિ અને સત્તાનો દુરૂપયોગ કરે છે 'મ્હારૂ મન નિર્બળ છે' એવો વિચાર ત્હમારા મનમા એક ક્ષણ પણ લાવશો નહિ. મનને નિર્મળ કે સબળ બનાવવૂં ત્હમારાજ હાથમા છે જો ત્હમારા મનમા શ્હેજેય નિર્બળતા હોય, તો તેને મર્દાઈના રૂપમાં ફેરવી નાંખવા યત્ન કરો, ત્હમારા વિચારોને ઊંચી સ્થિતિ અપાવો, તુચ્છ ઈચ્છાઓને ત્યજી દ્યો, ખોટા વિષાદોનો સહસા ત્યાગ કરો, પારકાની વૃત્તિ પ્રમાણે દોરાતા ગુલામની માફક પરતન્ત્ર જીંદગી ગાળશો નહિ, પણ ત્હમારા હૃદયના આદેશને માન આપી સ્વતંત્ર જીવન ગાળો.



## ૪. મનઃસંયમ અને સુખ.



દુનિયામા અણુપરમાણુ દરેકને જેમ ગતિ છે, તેવી જ રીતે મનને પણ ગતિ છે આજથી ત્રીસ વર્ષ ઉપર અહિથી હજાર માઇલને અતરે બનેલા બનાવ ઉપર આપણે આપણૂ મન ક્ષણવારમા દોડાવીએ છીએ આ બતાવી આપે છે કે, આપણા મનની ગતિ સ્થળ અને સમય ઉપર ઘણી જ ત્વરિત છે મનની આ એક પ્રકારની ગતિ છે. જેમ મનની ગતિ સમય અને સ્થળ ઉપર છે, તેમ જ મનની બીજી ગતિ આપણા આત્માને ઉન્નતિ કે અધોગતિ અપાવવામા સહાયભૂત થાય છે મનની આ બીજી ગતિ વિષે બોલતા આપણે જાણવૂ જરૂરનૂ છે, કે જ્યારે મનની ગતિનૂ રોકાણુ ઓછૂ થાય છે, અને જ્યારે તેની ગતિ અતિ સરળ થાય છે, ત્યારે મન ધીરે ધીરે નિર્મળ બને છે, પણ જ્યારે મનની શક્તિઓ એકઠી કરી, ઉત્ર અને દુષ્પ્રાપ્ય

સાધ્ય તરફ વાળવામા આવે છે, ત્યારે તે શક્તિઓ બળવાન્ થાય છે આ માનસિક શક્તિઓનું ઐક્ય અને સત્તા મન સંયમથી સાધ્ય થઈ શકે છે.

'મનસંયમ' શબ્દ બહૂ જ ઊંધીરીતે ઘણાઓ સમજે છે રસજ્ઞ વૃત્તિઓને નશ કરવામા, તથા પોતાને સંસારના મીઠા લ્હાવામાથી દૂર રાખવાનો મન.સંયમવાદીઓનો ઉદ્દેશ છે, એમ તેઓ સમજે છે. આવી માન્યતામા દિવસને રાત્રિ માનવા જેટલી ગંભીર ભૂલ થાય છે. મન સયમથી રસજ્ઞ વૃત્તિઓનો નાશ થતો નથી, પણ તે વૃત્તિઓ ઉલટી ઉદ્દભવ પામે છે. મનસયમ ત્યારે જ કહેવાય કે, જ્યારે આપણામા મરી ગયેલી વૃત્તિઓ પાછી સતેજ થાય. આપણામા જે હાલ દૃશ્ય થાય છે, તે જ રસજ્ઞ વૃત્તિઓ છે, એમ નથી. રસ શૂ, તે જ આપણે બરોબર સમજતા નથી. કાચના કડકાને હાથમાં લઈ સાકરની માફક સ્વાદના સુસકારા બોલાવવામા, આપણે રસ સમજીએ છીએ, પણ સાકર તો બીજી

વરતુ છે આપણી રસવૃત્તિઓને મારી નાખવાને નહિ, પણ આપણી રસવૃત્તિઓને જગાડવાને-જીવાડવાને-મન સયમ આવશ્યક છે મન.સયમથી નિર્વીર્ય મનુષ્ય વીર્યવાન્ બને છે, અને દુષ્ટ મનુષ્ય સારો થાય છે મન સયમથી જ દુર્ગુણની જગ્યાએ સદ્દગુણ આવી વસે છે

પોતાના વિષે બીજાના ઉપર સારી છાપ પાડવા, જે મનુષ્ય પોતાની મનોવૃત્તિને ઢાકી દે છે, તે ઢોગી છે આત્મ-સયમ ત્હેને ઘણો જ અસાધ્ય છે જે મનુષ્ય બુદ્ધિપૂર્વક આત્મ-સંયમ આદરે છે, તે પોતાની નીચ વૃત્તિઓને ફેરવી નાખે છે જે નિયમવડે પાણીમાથી વરાળ બને છે, તે જ નિયમવડે ત્હેની નીચ વૃત્તિઓ ફરી જાય છે ત્હેની નીતિ અને બુદ્ધિના પ્રદેશો વિશાળ બને છે, અને આમ ત્હેના સુખના રસ્તા સરળ થતા જાય છે

જેટલા પ્રમાણમા માણસ સયમ રાખે છે, તેટલા

પ્રમાણમા તે સુખી, ડાહ્યો અને મોટો માણસ થઇ શકે છે. તેના વિચાર અને ત્હેના કૃત્યોથી ત્હેની પશુ-વૃત્તિ જેટલે અંશે કલંકિત થાય છે, તેટલે અંશે તે કંગાલ, મૂર્ખ અને નીચ થાય છે

જે પોતાની જાત ઉપર કાબુ રાખી શકે છે, તે પોતાના જીવન ઉપર, પોતાના જીવનની ગહન ગતિ ઉપર, આસપાસના સંયોગો ઉપર, અને પોતાના ભાવી ઉપર પણ સંયમ રાખવા શક્તિમાન્ થાય છે, અને જ્યા જ્યા તે જાય છે, ત્યા ત્યા તેનૂં સુખ ત્હેની સાથે આવે છે. આવી રીતે મન સંયમી મનુષ્ય પોતાનો અધિષ્ઠાતા થાય છે. જે મનુષ્ય સંયમ રહિત છે, તે ધીરે ધીરે પોતાની વૃત્તિઓને તાબે થતો જાય છે, અને ત્હેને ત્હેના સંયોગો વારે વારે દબાવતા રહે છે તે નસીબનો ચાકર બને છે. પોતાની ક્ષણિક ઇચ્છાઓના અંકુશમા ત્હેને રહેવૂં પડે છે. જો તે પોતાની ક્ષણિક ઇચ્છાઓને તૃપ્ત

નથી કરતો, તો ત્હેને નિરાશા અને દુઃખ પ્રાપ્ત થાય છે. ત્હેના અપ્રરંગી સુખને માટે ત્હેને બહાર-ની વસ્તુઓ ઉપર આધ ર રાખવો પડે છે.

જે માણસ પોતાના આત્માની ઉન્નતિ કરવા ઇચ્છા રાખે છે, ત્હેણે એ ધ્યનમા રાખવાનૂ છે કે કોઇ પણ વસ્તુનો નાશ થતો નથી હરેક વસ્તુનૂ જેનૂ મરણ થવૂં આપણે કહીએ છીએ, તેનૂ રૂપાન્તર થાય છે શ્રીકૃષ્ણનો ગીતામા એ જ ઉપદેશ આપણને માલૂમ પડે છે કાર્લાઇલ જેવો ઇંગ્લડનો વિચારશીલ લેખક પણ એ જ કહે છે કે "Death, what mortals call death, is nothing but the beginning of life" ( મૃત્યુ જેને માનવીઓ મૃત્યુ કહે છે, તે તો ( ગીજા ) જીવનના આરંભ સિવાય બીજૂં કાંઇ નથી ) ખરાબ ટેવોને ત્યજી દેવી, અને સારી ટેવે નો ઉદય થવો, એ તો ક્રમ સૃષ્ટિનો છે એક વસ્તુ જાય, એટલે બીજી વસ્તુ આવે જ કા નો તેની તે જ વસ્તુ રૂપાન્તરમા પાછી

દૃશ્ય થાય નિર્બળતા લાવનાર વૃત્તિઓનો જ્યારે નાશ થાય છે, ત્યારે આનદ ફરી પાછો ઉદય પામે છે બી નાશ પામે છે, પણ વૃક્ષ ઉત્પન્ન થાય છે. આવા નૈસર્ગિક રૂપાન્તરો સ્થળે સ્થળે દૃશ્ય થાય છે

નૈસર્ગિક રૂપાન્તરો થવામા સમયની જરૂર છે, એટલું જ નહિ પણ કુદરત રૂપાન્તરસમયે આપણા ધૈર્ય અને ખંતની કસોટી કરે છે. જે ટેવ આપણને ઘણા લાબા સમયથી પડી ગઈ હોય છે, મનની જે વૃત્તિઓ ઘણા લાબા કાળ સુધી એક જ દિશામા ગમન કરી રહી હોય છે, તે ટેવ અને વૃત્તિઓને ખાળી રાખી, તદ્દન બીજી જ દિશામાં ત્હેમને દોરવામા દુખ સહન કરવૂ પડે, અને ધૈર્ય પણ જોઇએ, તેમાં નવાઇ નથી. જ્યારે માણસનાં ધૈર્ય અને સહનશિલતા શિથિલ થતાં જાય છે, ત્યારે માણસ નિરાધાર બની પોતાના મૂળ સ્વભાવ તરફ દૃષ્ટિ ફેંકે છે આવે સમયે આત્મ-સંયમની રીતિ ત્હેને ઘણી દુઃસાધ્ય લાગે છે, અને ધૈર્ય અને સહનશીલતાના અભાવે ત્હેણે આદરેલૂ કાર્ય અધૂરૂં મૂકે

છે આવી રીતે તે નિત્ય-સુખથી વિમુખ થાય છે તેના હૃદયપટમા ગૂઢપણે સંતાઈ રહેલી દુષ્ટતા અ ખરે બહાર આવે છે, અને ‌હેને વિજય પામવા દેતી નથી.

મન સયમ અને સુખ એ બન્ને વચ્ચે રહેલો નૈસર્ગિક સબધ જો મનુષ્ય સમજે, તો ‌હેને મજાશે કે મન સયમના ખડનથી જ પોતે પોતાનૂ સુખ ગુમાવે છે આ સત્ય ‌હેના અત કરણમા સસજજડ થઇ ગયૂ હોય છે આસપાસની દુનિયાના અવલોકનથી જ તે સત્ય ‌હેને મળે છે સંસારમા સ્રીપુરુષોની નિત્યની જીદગી નિહાળવાથી ‌હેને સમજાય છે કે વિચાર્યા વિના બોલાયેલો શબ્દ, મ્હેણા, લુચ્ચાઇ, છેતરપીંડી, અધશ્રદ્ધા અને ક્રોધ, આટલાથી મનુષ્યો પોતાને માથે વિપત્તિ વ્હોરી લે છે, અને કદાચ નાશ પણ પામે છે મન સંયમ વિના જીવન અશાન્ત, અને ચિ તાતુર રહે છે, તે પણ એકદમ સમજાય છે

સીધૂં, નિયમિત અને ઉન્નત જીવન ગાળવાથી ઉપરના બધા અવગુણો નાશ પામે છે નવીન સૃષ્ટિ

ઉત્પન્ન થાય છે, અને વધારે પવિત્ર અને દિવ્ય સાધનો સુખને અર્થે વપરાય છે દરેક કાર્યનું પરિણામ સત્ય હેવાથી દિલગીરી, પશ્ચાત્તાપ કે ચિંતા થતા નથી

તિરસ્કાર, અધીરાઈ, લોભ, અને તુચ્છ ઇચ્છાઓ જીંદગીને ખરાબ કરનારા સાધનો છે જેઓ જીવનને ઉન્નત બનાવવાને આ જ સાધનો વાપરે છે, તેઓ કેવા અજ્ઞાની અને મૂર્ખ છે? પ્રેમ, ધૈર્ય, દયા, નિયમિત જીવન અને ઉત્તમ ઇચ્છાઓ જીંદગીને ઉન્નત બનાવનારા સાધનો છે જેઓ આ સાધનો વાપરે છે, તેઓ ખરેખરા ભાગ્યશાળી હોય છે

જેટલી વસ્તુઓ અતિશય ઉતાવળથી અને સ્વાર્થથી સાધ્ય થાય છે, તેટલી જ વસ્તુઓ શાન્ત અને ત્યાગી જીવન ગાળવાથી પણ સાધ્ય થઇ શકે છે. કુદરત કોઈ દિવસ ઉતાવળથી ફળ આપી દેતી નથી. સમયથી પરિપક્વ થઈ જે જે વસ્તુઓ યોગ્ય થાય છે, તે સર્વને કુદરત ધીમે ધીમે બહાર લાવે છે. સત્ય વસ્તુ ઉપર આપણે આજ્ઞાટંકાર કરી શકતા નથી, કારણ સત્યને તેના કાયદા હોય છે. માણસને તે

કાયદા પાળવા જ પડે છે માણુસે જાણવાની જરૂર છે કે તેનૂ ઉપરીપણું અન્ય વસ્તુઓ ઉપર ચાલવાનૂં નથી, પણ તેની જાત ઉપર તેનૂં ઉપરીપણું ચલ-વવાનૂં તેનૂ પ્રથમ કર્તવ્ય છે પ.રકાની ઈચ્છાઓને દબાવવાનો તેને અધિકાર નથી, પણ પોતાની ઈચ્છ-ઓને કાબમાં રાખવાનો તેનો અધિકાર છે જે માણુસ સત્યનૂ સેવન કરે છે, તેને બહારની સર્વ વસ્તુઓ આપોઆપ અનુકૂળ થઇ પડે છે જે પોતાનો જ ગુરૂ છે, ત્હેને બહારના સર્વ તરફથી માન મળે છે.

ગૂઢ છતાં તદ્દન સાદૂ સત્ય તો એ છે કે જે મનુષ્ય વિકટ પ્રસગોમા મન સંયમી નથી, તે બી-જાઓનો નેતા થવાને, અને બીજાના કાર્યોને કાબમા રાખવાને યોગ્ય થતો નથી અન્યનાં કાર્યો ઉપર અમલ ચલાવતા પહેલાં મનુષ્યે પોતાની જાત ઉપર જ પ્રથમ અમલ ચલાવવો જોઇએ જે મનુષ્ય કટા-કટીના પ્રસંગોમા ક્રોધ, લોભ, મોહ આદ દુર્ગુણોને વશ થાય છે, તેઓ મોટી જવાબદારી ઉઠાવવાને તદ્દન નાલાયક છે. પોતાના કુટુમ્બની વ્યવસ્થા આદિ

કાર્યોમા નાસીપાસ થઇ જાય છે, અને સંસારમા મૂર્ખ ઠરે છે મન સંયમનો અભાવ એ જ મૂર્ખાઇ છે.

વિચારોને ગમે તેમ ઉછાળા મારવનું વ્યસન પડી ગયેલૂ હોય છે જે મનુષ્ય આવા અનિયમિત ઉછાળાને દાબી, વિચારશ્રેણીને યોગ્ય માર્ગે દોરે છે. તે જ દિવસે દિવસે ડહાપણ મેળવે છે, મન સંયમ વિના પ્રજ્ઞા નથી, અને પ્રજ્ઞામા જ સુખ અને શાન્તિ વસેલાં છે

ઘણા લોકો એમ માને છે કે 'મન સંયમવાળી જીંદગી નીરસ છે જીંદગીના બધા રસ મન સંયમ-થી સૂકાઇ જાય છે આ માન્યતા એકદમ ભૂલ-ભરેલી લાગે છે. મન સંયમથી ભોગની વૃત્તિ કોઇ પણ રીતે ઓછી થતી નથી, ઉલ્ટૂ તે વૃત્તિ નિય-મિત થવાથી, ભોગનૂ સુખ વધારે સ્વાદિષ્ટ બને છે. પોતાની સ્વાદ-વૃત્તિને સંતોષ આપવાને ગમે તેમ મેવા મિઠાઈ ખાનાર અસંયમી મનુષ્ય કરતા, સંયમ થી પ્રસંગવશાત્ મિષ્ટાન્ન જમનાર મનુષ્ય પોતાની સ્વાદ વૃત્તિને સંપૂર્ણ સંતોષ આપી શકશે, સ્વચ્છંદ

થઇ વિહાર કરવા નીકળેલા ભુજ ગવૃત્તિવાળા મનુષ્યો કરતાં, નિયમિત જીવન ગાળનારા સંયમી પુરૂષો ભોગ ઇચ્છા સારી રીતે સંતોષી શકશે

જે પોતાની ઇન્દ્રિયોને સયમમા રાખે છે, તે જ પોતાના વિચારોને ઉન્નત સ્થાને લઈ જઇ શકે છે. મન સયમથી અજ્ઞાન અને નીચ સ્વાર્થ-બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિ અને જ્ઞાનનો પ્રભાવ વધે છે મન સયમ પાળવાથી મહાન્ વિજય મેળવ્યાનો આનંદ મનુષ્ય અનુભવે છે મન સયમ એકદમ સાધ્ય થઈ શકતો નથી થોડે થોડે નાની નાની બાબતોમા પ્રથમ તો મન સયમની ટેવ પાડવાની જરૂર છે. જો ધીરે ધીરે આ ટેવને ખીલવી હોય, તો આગળ જતા મલીન પડદા ખસી જઈ વિવેકબુદ્ધિના દ્વાર ઉઘડી જાય છે. આત્મ-બળ સાધ્ય કરવાનૂ સમર્થ સાધન મનઃસયમ છે. દુર્ગુણો ઉપર વિજય મેળવી, તેમનો નાશ કરી મનુષ્ય મન સયમથી શુદ્ધ આનદ ભોગવી શકે છે.

## ૫ સાદાઈ અને સ્વતંત્રતા.



વિવિધ પ્રકારની ઇચ્છાઓથી બંધાયલા જીવન કરતાં સંતોષથી બનેલા સાદા અને સ્વતંત્ર જીવનની ખુબી ઓર જ છે આ શાન્ત જીવન ગાળનારને કુદરતે જ આપેલી જરૂરીઆત પૂરી પાડવી પડે છે. તેના જીવનમા તેને ઘણી જ ઓછી ચીજોની જરૂર પડે છે, તેથી તેનૂ જીવન સાદૂ અને સ્વતંત્ર બને છે તેના વિચાર ઉછાછળા હોતા નથી તેની રહેણી કરણી જ શુદ્ધ હોય છે, અને તેનૂં જીવન તદ્દન નિરોગી રહે છે

જીંદગીમા જેમ ઓછી વસ્તુઓની જરૂર તેમ સ્વતંત્રતા પણ વિશેષ ભોગવાય છે. અફીણના બંધાણીને, કે ચાના વ્યસનીને અફીણ કે ચા ઉપર પરતંત્ર થવૂ પડે છે જેના જીવનમા કોઈ પણ વસ્તુનૂં આધિક્ય નથી, તેનૂ જ જીવન સ્વતંત્ર-

સાચા અર્થમાં થઈ શકે છે આધુનિક સમયમા સ્વતંત્રતાનો જુસ્સો ફેલાયો છે, તેના કરતા તદ્દન જુદા જ અર્થમા સ્વતંત્રતા વિષે આપણે બોલીએ છીએ આવી સ્વતંત્રતાના સ્વાદ પણ બહુ જ સરસ લાગે છે. હાલના સમયમા સમજવામા આવતી સ્વતંત્રતા મેળવવી જેટલી સ્હેલી છે, તેથી વધારે મુશ્કેલ સાચી સ્વતંત્રતા મેળવવી થઈ પડે છે, કારણ એમા ઈન્દ્રિય નિગ્રહની વિશેષ જરૂર પડે છે.

મનઃસંયમનૂ સ્થાન મન છે કેટલાક મનુષ્યો એવા હોય છે, કે તેઓના ઘરમા કચરો પુષ્કળ પડી રહે છે તેઓના સુવા બેસવાના ખંડ પણ ચોખ્ખા હોતા નથી, અને તેવી જ રીતે તેમના શરીર અને મન પણ નિર્મળ હોતાં નથી તેમને એવી ગંદી ટેવો પડેલી હોય છે, કે તેઓને સુધારવી અશક્ય હોય છે તેમને કચગનો ખપ પડતો નથી, છતા પણ તે કચરો કાઢી નાખવાનૂં તેમને ગમતૂ યે નથી 'કદાચ ધૂળનો યે ખપ પડે'

આવા આવા આળસને ઉત્તેજન આપનાર સૂત્રો બાંધી કચરો એમનો એમ રહેવા દે છે આવો કચરો તેમના ઘરમા, શરીર ઉપર અને મનમા હોય, તેમા જ તેઓ આનદ માને છે તેમનો આ આનદ ખરે વિચિત્ર પ્રકારનો હોય છે!

જે ઘર સુદર, નિયમિત, અને સુવ્યવસ્થિત હોય, તેમા અણગમો ઉત્પન્ન કરનાર, તથા ચિંતાતુર બનાવનાર કચરો ક્યાએ પણ ભેગો થવા દેવામાં આવતો નથી દુર્ભાગ્યે જો ક્યાએ પણ કચરો ભેગો થયેલો જોવામા આવે, તો ત્યાથી કચરો કાઢી, તે જગ્યાને સાફ કરી નાખવામા આવે છે; અને ઘરમા સુઘડતા અને સુગમતા કરી દેવામા આવે છે. આવા ઘરમા શરીર અને મન પણ સુંદર, નિયમિત અને સુવ્યવસ્થિત થાય છે

બદની માફક બુદ્ધિમાં પણ મળ ભરી રાખવામાં

માણસો ઘણી વાર આનંદ માને છે, એટલું જ નહિ, પણ આવી કલંકિત બુદ્ધિને તેઓ દૃઢતાથી વળગી રહે છે તેમની આવી પણ બુદ્ધિનો નાશ થાય, તેની તેઓને હમેશા ભીતિ રહ્યા કરે છે આવી બુદ્ધિના રક્ષણથી તેમની અસંતોષી ઇચ્છાઓ, તેમની અયોગ્ય અને અન્યાયી ભોગવૃત્તિ, ભૂત પ્રેતાદિમા તેમની અંધ શ્રદ્ધાઓ, દિવસે દિવસે વધીને ડુંગર જેવી મોટી થતી જાય છે તેમના જીવનમા ક્યાએ પણ શાન્તિ જણાતી નથી સત્યનો પ્રકાશ કોઈ પણ દિવસ તેઓ જોવા પામતા નથી, અને અજ્ઞાનના અંધારામા સદૈવ કુટાયા જાય છે

ઘણી ઇચ્છાઓના ઉભરાને લીધે થતા દુઃખથી દૂર થવૂ, જુદા જુદા મતથી ઉંધે રસ્તે દોરાઈ, સાચા ખોટાનૂ ભાન ગુમાવી, અન્યાય થવાનો પ્રસંગ જ ન આવવા દેવો, તેનૂ નામ સારૂં જીવન છે સારૂં જીવન હમેશાં નિત્ય વસ્તુઓનૂ જ ગ્રહણ કરે છે.

મહાન્ પ્રશ્ન હવે ઉપસ્થિત થાય છે, કે નિત્ય વસ્તુ કોને કહેવી ? આપણા જીવનમા જે વસ્તુનો વધારે ખપ પડે, તે જ વસ્તુ નિત્ય છે. સદ્ગુણની આપણા જીવનમા આહાર કરતા પણ વિશેષ જરૂર પડે છે, માટે જ સદ્ગુણ નિત્ય વસ્તુ છે. સદ્ગુણ પ્રાપ્ત કરવાને ચારિત્ર્યની પ્રથમ જરૂર છે સાદું જીવન ત્યારે જ ગાળી શકાય છે, કે જ્યારે જીવનને સ્હેલાઈથી સ્હમજી શકાય છે, અને જ્યારે અઘરામા અઘરા નિયમોને પણ પાળવા સ્હેલા થઇ પડે છે. બધા મહાન્ પુરૂષો આવી જ રીતે સાદું જીવન ગાળી શકતા પોતાના જીવનમા સદ્ગુણો ખીલવવાની સાચી કળા મહાન્ પુરૂષોએ સાધ્ય કરી હતી. બુદ્ધદેવે પોતાના જીવનમા આઠ સદ્ગુણો ખીલવ્યા હતા આ આઠે સદ્ગુણોના પાલનથી તેમણે જ્ઞાનનો પ્રકાશ મેળવ્યો હતો, આ આઠ સદ્ગુણો બુદ્ધદેવના જીવનમાં પ્રત્યક્ષ થાય છે. દયા, પરોપકાર, ઉદારતા, સ્વાર્થત્યાગ, સાદાઈ, સર

ળતા, સમાનતા, અને સત્ય આ આઠે સદ્ગુણો સાંક-ળની જુદી જુદી કડીઓની માફક એક બીજા સાથે સબંધ પામેલા છે આ આઠે સદ્ગુણો બુદ્ધદેવના જીવનમાં જણાઈ આવતા હતા. આ આઠે સદ્ગુ-ણોને પૃથક્ પૃથક્ પાળવા કરતા, બુદ્ધદેવે તેમને એક મહાન્ સદ્ગુણમા સમાવ્યા હતા, અને તે દયા હતી માત્ર દયાનો સદ્ગુણ પાળવાથી બીજા સાતે સદ્ગુણો આપોઆપ વિના પ્રયત્ને બહાર નીકળી આવ્યા. જીસસ ક્રાઇસ્ટે આખા જીવનના સારરૂપ એક જ ગુણ સ્વીકાર્યો હતો અને તે પ્રે-મનો ગુણ હતો, દયા અને પ્રેમ એ બન્ને તદ્દન સાદા ગુણ છે કેવા સાદા છતા મહાન્ ગુણો તે-મણે કેળવ્યા હતા ? આવા સાદા ગુણોને પણ યથાર્થ સ્હમજવામા આપણો જનસમાજ હજુ પાછળ છે, નહિ તો ભયકર યુદ્ધો, અથવા સર્વ પ્રકારના ખળભળાટનો યુગ હાલ પ્રવર્તે જ નહિ, જો તમે જે કોઈ ગુણને યથાર્થ સ્વરૂપમાં સ્હમજો,

તો તમે તેને તમારા જીવનમાં ઊતાર્યા વિના રહો જ નહિ, અને તે ગુણ જીવનને શુદ્ધ, પૂર્ણ અને દિવ્ય બનાવ્યા વિના પણ રહે જ નહિ.

માણુસ જ્યારે સદ્ગુણોને ખીલવવા તરફ પોતાની શક્તિ દોરે છે, ત્યારે જ તેને જણાય છે, કે તેનામા કેવી કેવી જાતના દુર્ગુણો ભરાયા છે. સાગરનો ખરેખરો પછડાટ તો પત્થરોના ખડકો પાસે જ થાય છે જ્યા સૂધી દુર્ગુણોને અનિયન્ત્રિત વધવા દેવામાં આવે છે, ત્યા સૂધી તેઓના અસ્તિત્વનૂ પણ ભાન આપણુને થતૂ નથી, પણ જ્યારે તેઓના સામે સંયમ રૂપી પત્થરોના ખડક ચણુવાના યત્નો ચાલે છે, ત્યારે જ તેમનું ખરેખરૂં જોર બ્હાર પ્રકાશી આવે છે. કેટલીક વાર એમ બને છે કે, જે દુર્ગુણોને આપણે બીજાનામાં ધીક્કારીએ છીએ, તે જ દુર્ગુણો તેવી વખતે આપણામા દેખાવ દે છે. અને આપણુને તદ્દન આશ્ચર્ય પમાડે છે; આ દુર્ગુણોએ આપણી જે અધોગતિ કરી હોય છે, ત્હેનૂં ત્યારે જ આપણુને ભાન થાય છે. આવા જડમૂળી

ઘાલી બેઠેલા દુર્ગુણોને દૂર કરતી વખતે આપણને ઘણું ખમવૂ પડે છે, ઘણા ઘણા કટુ અનુભવો થાય છે, અને જો ધૈર્ય, નિશ્ચય અને સતત્ પ્રયાસથી હેમને કાઢી નાખવા માણસ મડચો રહેતો નથી, તો તે નાસીપાસ થઇ, પોતાના પ્રયત્નોમાં ધૂળ મેળવે છે, અને પોતાનૂં સાધ્ય સાધી શકતો નથી. આ દુર્ગુણોને દૂર કર્યા પછી જે શાન્તિ, આનદ અને જ્ઞાન મળે છે, તે જ મનુષ્યનૂ સ્વર્ગ–સુખ છે આટલા બધા સદગુણોમાથી એકનૂં જ પાલન કરવામાં જ્યારે માણસને આટલૂ બધૂ ખમવૂ પડે છે, ત્યારે બધ ચે સદ્ગુણોને આચારમા કેવી રીતે મૂકી શકાય, એવા વિચારથી માણસનૂં મન જામી જાય છે, હેનૂં હૃદય નરમ બની જાય છે; અને સદ્ગુણો તો પાળી શાય જ નહિ, તે તો ગાત્ર ચોપડીમા લખવાના અને વાચવાના કામમાં જ આવી શકે, આવો ખોટો વિચાર હેનામાં દૃઢ યતો જાય છે મનુષ્યની આવી નિર્બળતા પાયા વિનાની છે. મોટા મનુષ્યો સાદા અને ઘણા થોડા જ સદ્-

ગુણોનું સેવન કરે છે, કેટલીક વાર તો માત્ર એક જ સદ્‌ગુણને પોતાના જીવનમાં સ્થાન આપે છે, અને તે સદ્‌ગુણને પોતાના જીવનમાં સંપૂર્ણ ખીલવે છે બુદ્ધ કે ક્રાઈસ્ટનું જીવન પ્રતીતિ કરીકે બસ છે

મહાભારત જેટલો મોટો ગ્રંથ લખ્યા પછી વ્યાસને પ્રશ્ન પૂછવામાં આવ્યો, કે 'મહારાજ, આ તો મહા વિશાળ ગ્રંથમાં સાર રૂપ શું ગ્રહણ કરવું તે સમજાતું નથી' વ્યાસે બધાયે શાસ્ત્રોના સાર રૂપ માત્ર એક જ સૂત્ર કહ્યું કે

**परोपकार पुण्याय पापाय परपीडनम् ।**

આટલી એક જ લીટીમાં આખા મહાભારતનો સાર સમાવી દેવામાં આવ્યો શાસ્ત્રોનું બધું રહસ્ય આમાં જ સમાયું છે શ્રી પરમાત્માના અંશાવતાર તરીકે પૂજાયલી મહાન્ વ્યક્તિઓનાં જીવનોનું સૂક્ષ્મ અવલોકન કરવાથી આપણને સ્પષ્ટતાથી એટલું તો સમજાશે, કે તેઓનું જીવન એક જ મહાન્ ગુણનો આશ્રય રાખી ઘડેલું હતું.

ઓ મનુષ્ય ! તૂ ધારે તો ત્હારી સત્તા પ્રભુના અંશાવતારી મહાન્ વ્યક્તિ જેટલી અનહદ છે માત્ર તે સત્તાને ખીલવવમા જ ત્હારી બુદ્ધિની સાચી પરીક્ષા છે સદ્ગુણનો એક વખત ત્હારા જીવનમા વિકાસ કર, પછી જીવનની મીઠાશ કાંઈ ઓર જ લાગશે !

આ ઉપરથી સમઝવાનૂં એ જ કે એક પણ સદ્ગુણ ખીલવવાથી માણુસનૂં જીવન સાદૂં અને ઉન્નત બને છે સાદૂં જીવન હરેક રીતે સાદૂ જ હોય છે, કારણ જીવન ઉપર જે હૃદયનૂ સામ્રાજ્ય વ્યાપે છે, તે હૃદય જીવનને નિર્મળ અને વીર્યવાન બનાવે છે, અને સત્યના માર્ગ તરફ દોરી જાય છે સદ્ગુણોને સારી રીતે સમજવા હોય, તો આહાર વિહારમાં નુકશાન કરનારી વિલાસની વસ્તુઓ, પોશાકમાં જણાઇ આવતો ખાલી ભભકો, વાણીની અતિશયોક્તિ, અને કૃત્યમા કપટ, બુદ્ધિને બહાર જાવવાના વિચારો, અને નકામા તર્કો—આ બધાં બધું

દેવાની જરૂર છે. જીંદગીમાં જરૂરના પ્રશ્નો, જે આપણી જાણ બહાર હોય છે, તે સદ્ગુણના સેવન-થી આપણને સ્પષ્ટ સમજાય છે, અને તે પ્રશ્નો પછીથી આપણા જ થઈ પડે છે.

સદા હૃદયના અને સાચા હૃદયના, સદ્ગુણી, અને ડાહ્યા માણસોને ભવિષ્યની સમુળગીયે ચિંતા તથા શંકા રહેતી નથી. તેઓ સમયને લગતી ફરજો ઉપર જ પોતાનો કાર્યક્રમ ઘડે છે. ભવિષ્ય ઉપર આધાર રાખી વર્તમાન ધર્મ તેઓ ચૂકતા નથી. સદ્ગુણોના કિલ્લામાં રહેવાથી, તેમને સંપૂર્ણ સલામતી લાગે છે. તેમનૂ જીવન આથી જ શાન્ત વહે છે.

સાદૂં જીવન ગાળનાર વ્યક્તિ અંતમાં મહાન્ અને સત્તાવાન્ થાય છે. 'I am the monarch of all I survey' (હું જે જે જોઉં છું, તે બધાનો રાજા છું.) આવાં વાક્યો લખનાર લેખક-નો અર્થ એટલો જ છે, કે તે બહારની કોઈ

પણ વસ્તુથી નિયન્ત્રિત થતા નથી બહારની વસ્તુઓનો તેને ઝાઝો ખપ પણ પડતો નથી, તે રાજા જેવું સ્વતંત્ર જીવન ગાળી શકે છે શંકાઓ, છિતરપીંડી, અશુદ્ધિ, વહેમ વગેરે સાદા જીવનમાં ઉદ્‌ભવ પામી શકતા નથી. સાદા જીવનથી માણસ સ્વતંત્ર, વીર્યવાન, આત્મ-સંતોષી, શાન્ત અને પવિત્ર બને છે. સાદુ જીવન પૃથ્વી ઉપર સ્વર્ગ અપાવી શકે છે



# ૬. સાચા વિચાર.

ટેવોને લીધે જ જીંદગીનું બંધારણ ટકે છે આ ટેવોમા કેટલીક નુકશાનકર્તા અને કેટલીક લાભકર્તા હોય છે આ બધી ટેવો વિચારથી જ ઉત્પન્ન થવા પામે છે. માણસનું ચારિત્ર્ય વિચારથી જ બંધાય છે, માટે વિચારો એ જ જીવનમા મૂખ્ય વસ્તુ છે. ડાહ્યા માણસ અને મૂર્ખ માણસ વચ્ચે મૂખ્ય તફાવત એ હોય છે, કે ડાહ્યા માણસ પોતાની વિચારશક્તિને સયમમા રાખી શકે છે, જ્યારે મૂર્ખ માણસ વિચારોથી દબાઇ જાય છે સુજ્ઞ માણસ શૂ અને કેવી રીતે વિચારવૂ, તે પ્રથમથીજ નક્કી કરી રાખે છે, અને બહારના ગમે તેવા વિપરિત સયોગો હોવા છતા પણ મૂખ્ય વિચારના સાધ્યથી ભ્રષ્ટ થતો નથી; પણ વાવાઝોડાની માફક આવતા દરેક વિચારોથી મૂર્ખ માણસ ખેંચાઇ જાય છે, અને ધારેલૂ સાધ્ય મેળવી શકતો નથી. આથી કરીને તે દુનિયામા માત્ર વૃત્તિથી જ દોરાય છે.

ઊંચા સદ્ગુણો તરફ જેમના મન અને હૃદય વળેલા હોય છે, તેમનું જ જીવન સત્કારી બને છે. નિયમ પ્રમાણે એક પછી એક વિચાર લાવવા મનુષ્યે યત્ન કરવો જોઈએ તેના વિચારોને એક જ ધારેલા લક્ષ્ય ઉપર દોરવા જોઇએ. આથી કરીને તેના જીવનમા જ્ઞાનનો પાયો મજબૂત થાય છે. કોઈ તરફ દયાળુ થતા પહેલા તેણે બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઇએ, કે તેણે શા માટે દયાળુ થવું જોઇએ! તેની દયાની લાગણી ક્ષણિક હોવી જોઇએ નહીં; પણ તેણે સારી રીતે સમજવું જોઇએ કે, દયાળુ થવું, તે દરેક મનુષ્યની ફરજ છે, અને આમ ફરજ તરિકે સમજવાથી જ તે દયાનો ગુણ હૃદયમાં હમેશાં તાબે રાખશે. ગુણવાન થવું પડે, તેવા સંયોગોમાં મૂકાયાથી જ ગુણવાન થવા કરતાં, દુર્ગુણ તરફ જવાને ઘણીયે લાલસાઓથી લોભાયા પછી જ ગુણવાન થવામાં ખરી કસોટી છે. આસ-પાસનાં માણસોનાં વખાણ કે નિન્દાથી દબાઈ ન

જતાં, તેણે તો ત્હેનું સામ્ય મેળવવું. ગુણવાન થવું એ તો વ્યસન થવું જોઇયે

ગુણનું સ્થાન હૃદય એકલું છે, એમ નથી; તેનું સ્થાન મન પણ છે હૃદયના ગુણો મનના ગુણોથી ઘણી વખત દબાઇ જાય છે. વિષયેચ્છાની માફક વિચાર–શક્તિ પણ દુર્ગુણ હોઇ શકે છે. સ્નેહનું ખોટું સ્વરૂપ વિષયવાસના હોય છે, તેવી રીતે બુદ્ધિનું ખોટું સ્વરૂપ પાયા વિનાના વિચાર હોય છે. ગમે તેમ ઊંચે ઉડતાં પક્ષીઓને આખરે માળામા આવવું જ પડે છે, તેવી રીતે આવા ઉડાઉ વિચાર કરનારને શાન્તિ અને સલામતી માટે એક જ સ્થાને આવવૂ પડશે.

ગુણની પરીક્ષા કરવાની બુદ્ધિને ટેવ પાડવી જોઇએ. નકામી વસ્તુઓ ઉપર તેનૂ વલણ જતું અટકાવી, ન્યાય અને જ્ઞાનના રસ્તા ઉપર તેને દોરી, સાચું શું છે, અને બનાવટી શૂ છે, તે વિચાર કરનાર વ્યક્તિએ શોધી કાઢવૂં જોઇએ પોતાનૂ જ્ઞાન કેટલું

અને કેવૂ છે, તે શોધી કાઢવાની જરૂર છે તે શૂ જાણે છે, તે જોવૂં જોઈએ, અને તે શૂ નથી જાણતો તે પણ જોવાની આવશ્યકતા છે પારકાની ભૂલો કાઢવામાં આપણે જેટલા ઇંતેજાર થઇએ છીએ, અને પારકાની ભૂલો કાઢતી વખતે આપણે જેટલી આપણી જાતને પણ વિસરી જઈએ છીએ, તેવી જ રીતે આપણે આપણા દોષ શોધી કાઢવા ઉપર વધારે ધ્યાન આપવૂ જોઇએ જે માણુસ પારકાના દોષ જૂએ છે, તે બગડે છે, જે પોતાના જ દોષ જૂએ છે, તે સુધરે છે પોતાના જ દોષ ઉપર દૃષ્ટિ રાખવાથી પોતાનૂ જ્ઞાન કેટલૂ ઓછૂં છે, તે માણુસ બહુ જ સારી રીતે જોઈ શકે છે

મહાન્ ગુરુઓના વચનો સદ્ગુણો શીખવે છે જ્યારે સદ્ગુણ અને જ્ઞાન બંને જુદા માનવામા આવે છે, ત્યારે ડહાપણ રહેતૂ નથી માણુસ જે જાણે છે, તે જ આચારમા મૂકે છે. પ્રેમનાં લાંબા લાંબા ભાષણો કે લખાણો કરનાર માણુસ જો પો-

તાના કુટુંબ તરફ જ દ્વેષની લાગણી બતાવે, તો પ્રેમ સંબંધે તેનું જ્ઞાન શા કામનું? જેના હૃદયમાં દ્વેષની લાગણી સમૂળગી નથી, તે જ માણુસ શાન્તિ ભોગવે છે, તે જ બધાની સાથે શાન્તિથી રહે છે જે જ્ઞાન સદ્ગુણુના સબંધથી ઉદ્ભવે છે, તે જ જ્ઞાન સાચૂં છે.

ખોટા વિચાર કરનાર માણુસ તેના દુર્ગુણોથી જણાઇ આવે છે; સારા વિચાર કરનાર માણુસ તેના સદ્ગુણોથી ઓળખાઈ આવે છે ખોટા વિચાર કરનાર માણુસના જીવનમા શાન્તિ હોતી નથી તેનૂ મન હમેશાં ખટપટમા જ મશગુલ રહે છે. તેને વિચારો એવા જ આવે છે, કે 'બીજાઓ તેને નુકશાન કરે છે, છેતરે છે, તેને બદ્દ કરે છે, અને તેને ખરાબ કરી નાંખે છે' સદ્ગુણનું સેવન કરવાનું મૂકી દઇ, તે પોતાના જ બળ ઉપર ઝઝુમે છે, અને વહેમ, ઇર્ષ્યા, ક્રોધ, અને વેર લેવાની તીવ્ર ઇચ્છાઓને પોષે છે; અને સુખી થવા ઇચ્છે

છે. જ્યારે તેને કોઇ ગાળ દે છે, ત્યારે તે સામી ગાળ દે છે. “ મ્હને અન્યાય થયો છે ” આવૂ જ્યારે ને ત્યારે તે બોલે છે આવી રીતે હમેશાં તે દુઃખી રહ્યા કરે છે. લાંબી દ્રષ્ટિ નહીં હોવાથી, વારંવાર બીજાના દોષ કાઢે છે; પણ મૂર્ખ માણસ જોતો નથી, કે તેના દુ:ખનૂ કારણ બીજા નથી, પણ પોતે છે.

સારા વિચાર કરનાર માણસ પોતાના કે પોતાના બચાવના વિચાર કરતો જ નથી પારકા લોકો તેને ગમે તેટલૂં નુકશાન કરે, છતા પણ તે તો શાન્ત અને નિશ્ચિંત જીવન ગાળે છે. તેની ખાત્રી હોય છે, કે પોતાના ખોટાં કૃત્ય શિવાય બીજૂં કોઇ તેને નુકશાન કરી શકે તેમ છે જ નહીં તે સમજે છે કે તેનૂં પોતાનૂ કલ્યાણ તેના પોતાના હાથમા જ છે; અને પોતાના શિવાય બીજૂં કોઇ તેની શાન્તિનો ભંગ કરી શકનાર નથી. ખોટી લાગણીઓનૂં તેની પાસે

ફાવતું નથી સદ્ગુણનું સેવન કરવાથી, તે બળવાન અને શાન્ત જીવન ગાળે છે.

સારા વિચાર કરનાર માણસ સંસારમાં સારાસાર સમજી શકે છે, અને બીજા મનુષ્યનું તેના તરફનું વર્તન બહૂ જ સારી રીતે તે કળી શકે છે જીવનનું સાચૂં જ્ઞાન તો તે જ સંપાદન કરે છે વસ્તુઓનું સાચૂ સ્વરૂપ તે સમજી શકે છે તે જાણે છે, કે આખૂ વિશ્વ સત્યને જ આધારે ટકી રહેલું છે તે હરેકને ચાહે છે તેની ખાત્રી છે કે, સત્ય આખરે જીતશે; સત્ય આખા વિશ્વમાં, અને હરેક વ્યક્તિમાં પણ પ્રાધાન્યપદ ભોગવશે સત્યનો સર્વદા વિજય છે, કારણ અસત્ય પોતાની મેળે જ પોતાનો નાશ કરે છે.

વિશ્વમાં સત્ય કોઈ દિવસ હારતું જ નથી; ન્યાય દૂર થઈ શકતો જ નથી; માણસ જે કાંઈ કરે છે, તેમા ન્યાયનૂ પ્રાધાન્ય હોય છે; અને તે ન્યાયને દૂર કરવા કોઈ શક્તિમાન નથી આવી માન્યતાથી જ સારા વિચાર કરનારને સર્વદા શાન્તિ મળે છે, અને તેથી જ તે આનદ ભોગવે છે.

ઈર્ષ્યા, વિષયવાસના અને ગર્વથી જેનું હૃદય કલં-કિત થયું નથી, તે જ સારા વિચાર કરી શકે છે; જેની દૃષ્ટિ હમેશા નિર્મળ હોય છે, જેના શત્રુઓ પોતાની શત્રુતા દાખવવા ઇચ્છતા નથી, જ્ઞાન ન હોય તેવી વસ્તુઓનું લાબું વિવેચન કરવા જે સમૂળગો ઇચ્છા રાખતો નથી, તે જ સદૈવ શાન્તિ ભોગવે છે

માણુસ વિદ્વાન્ હોઈ શકે, પણ જો તેનામાં ડહા-પણ ન હોય, તો તે સારા વિચાર કરી શકે નહીં. વિદ્યાથી જ દુર્ગુણો ઉપર જીત મેળવાતી નથી, પણ પોતાની જાતને જ દાબમા રાખવાથી, મનુષ્ય દુર્ગુ-ણોને દબાવી દે છે સદ્ગુણ કોઇ દિવસ ચળતો નથી. જેઓ સદ્ગુણ અને સત્યના જ વિચાર કરે છે, અને જેઓ સત્યને આધારે જ વર્તન ચલાવે છે, તેઓ જ જીવનમા અને મરણ સમયે જીતે છે; કારણ સદ્ગુણ ચોક્કસ જીતે છે, પ્રમાણિકતા અને સત્ય વિશ્વના સ્તભો છે



## ૭ શાન્તિ.

જે સત્યને ચાહે છે, તે હંમેશા પોતાની જાતને દાબમાં રાખે છે ગભરાટ, આવેશ, ચિંતા અને બ્હીક શુદ્ધ હૃદયના અને સત્ય જીવન ગાળનારાને પજવતા નથી. પોતાની જ જાત ઉપરનો વિજય સર્વદા શાન્તિ અપાવે છે. દરેક ગુણના પ્રકાશને વધારે દીપાવનાર શાન્તિ છે. શાન્તિ વિના મનુષ્યનું મહાન્ સામર્થ્ય, એ તેની નિર્બળતાનો એક છેડો છે બહારના ન્હાના ન્હાનાં વિઘ્નોથી જેનું મન સમુળગુંયે હાલતું નથી, તે જ શાન્તિ રાખવામાં ફાવી શકે છે શાન્તિ રાખનાર માણસ બીજાના હૃદયો ઉપર બહુ સારી અસર કરી શકે છે

સદ્‌ગુણી મનુષ્યો પોતાની જાત ઉપર જ દાબ મૂકે છે, અને તેમની વિષયીવૃત્તિઓ ઉપર દેખરેખ રાખે છે આવી રીતે કરવાથી તેઓ મનને દૃઢ કરી શકે છે, અને શાન્તિ મેળવે છે. તેમની શાન્તિના

પ્રભાવથી, તેઓ સત્તા, મહત્તા, આનંદ, અને જીવનની સંપૂર્ણતા મેળવે છે.

જેઓ પોતાની જાત ઉપર દાબ મૂકતા નથી, તેઓ જીવનના સાચા આનંદ અનુભવી શકતા નથી, અને શાન્તિની ખરી કિંમત તેઓ કરી શકતા નથી. સ્વસ્થતા મેળવવા તેઓ ફાંફાં મારે છે, પણ મેળવી શકતા નથી. આથી કરીને તેમના મનથી સ્વસ્થતા એ માત્ર ક્ષણિક આનંદ આપનારી વસ્તુ થઇ પડે છે

શાન્ત જીવન ગાળનારાઓ ઉતાવળથી કોઈ પણ કામ કરતા નથી, અને તેથી જ તેમને દિલગીર થવાનો કે પશ્ચાત્તાપ કરવાનો વખત આવતો જ નથી. માનભંગ થવાનો દુઃખી પ્રસંગ તેમને કદી પણ આવતો નથી વૃત્તિઓને નિયમમા નહીં રાખ્યાથી જે કામો કરવા ઘણાં મુશ્કેલ થઈ પડે છે, તે કામો સ્વસ્થ મનના મનુષ્યને સુલભ થઇ પડે છે તે

હંમેશાં સંસારને સાચી દૃષ્ટિબિંદુથી જોશે, અને પોતાના કાર્યમાં આનંદ માનશે.

આ શાન્તિ મેળવવાના રસ્તા સરળ નથી, છતાં સીધા છે. સર્વ પ્રકારની બહારની વસ્તુઓથી થતા અનુરાગથી અને હરકતોથી જેમ બને તેમ મનને દૂર રાખવું પૂર જોસમા ઉછળતા, સમુદ્રમા દિવા-દાંડીની માફક મનને સ્થિર રાખવૂ અને આવી રીતે કરવાથી જ મન વશ થાય છે, અને શાન્તિ મેળવી શકાય છે.

વધારે વધારે મનસંયમ, શાન્તિ અને આત્મ-બળ ભેગૂ કરવા દિવસે દિવસે જે માણુસ યત્ન કરતો જાય છે, તેનૂં જ જીવન સાચૂં છે; તે જ જીવનને જીવી જાણે છે અભ્યાસથી જ આ કામ થઈ શકે છે. દરરોજ પ્રયાસ કરીને માણુસે પોતાની નિર્બ-ળતા પ્રથમ જીતવી જોઈએ; એ જીતવાને શરૂઆત-માં તેણે તે નિર્બળતા જાણવી જોઈએ; એ જાણ્યા

પછી તેને દૂર કરવાનાં સાધનો મેળવવાં જોઈએ, અને ત્યાર પછી ધીરે ધીરે તેનો ત્યાગ કરવો જોઇએ. આમ કરવાથી માણસ પોતાની જાતને દૃઢ બનાવી શકશે

ચારિત્ર્યનો મુખ્ય આત્મા શાન્તિ જ છે જેઓ ક્રોધ, કામ, લોભ આદિ દુર્ગુણોને સ્હેજમા વશ થાય છે, તેઓ હાથે કરીને પોતાનૂ ચારિત્ર્ય બગાડે છે, અને દિવસે દિવસે નિર્બળ થતા જાય છે. નિર્વીર્યતાનૂં મૂખ્ય લક્ષણ જ ક્રોધ છે જે માણસ વીર્યવાન હશે, તેનામાં શાન્તિનો ગુણ મૂખ્ય નજરે પડશે. આવા જ મનુષ્યોના ઇન્દ્રિયોને જીતવાના પ્રયાસ સફળ થાય છે દુર્ગુણોની ખાંચ નડતી ન હોવાથી તેમના રસ્તા તદ્દન સરલ થઇ જાય છે જ્ઞ ન અને સુખ સમજવાને તેઓ પૂરેપૂરા લાયક બને છે તેઓ સમજે છે કે જ્ઞાન અને સુખના ભંડાર અખૂટ છે. તેઓનૂં સુખ માત્ર સ્વાર્થી હોતૂ નથી, પણ

તેઓના સુખ ભોગવવાથી બીજાને પણ લાભ થાય છે. ગમે તે કાર્ય માથે લે, તો તેને તેઓ પાર ઉતારી દે છે અંધશ્રદ્ધાથી તો તેઓ કામ કરતા જ નથી, પણ કાર્ય કરવા પહેલાં, તેનૂ જ્ઞાન મેળવે છે.

ગૂંચવાયલા મનવાળો માણુસ જ્યા નથી ફાવતો, ત્યા શાન્ત મનવાળો માણુસ ફાવી જાય છે. બહારની ગમે તેવી મુશ્કેલી આવે, છતા પણ તેને દ્રઢતાથી તે ખસેડી શકે છે અંદરની વૃત્તિઓને જે માણુસ દબાવતા શીખે છે, તે જ બહારની સ્થિતિને દબાવી શકે છે. આથી જ કરીને એમ કહેવાય છે કે 'માણુસ સંયોગોને બનાવનાર છે, પણ સંયોગોનો બનેલો નથી!'

શાન્ત મનવાળો મનુષ્ય બને વિરુદ્ધ પ્રકારની ફરજોમાંથી પોતાનો રસ્તો કાઢે છે તેનૂં મન હમેશા સમાન વૃત્તિ ધારણ કરે છે દુઃખસુખના પ્રસંગો તેને જરાયે ડોલાવતા નથી. તેની ઉન્મત્ત

ઇન્દ્રિયોને તેણે તદ્દન નરમ બનાવી દીધેલી હોય છે.

જે માણસનું મન શાન્ત હોય છે, તે જ જીંદગીમાં ફતેહ પામે છે. તે સારી રીતે જાણે છે, કે દુનિયાનાં દુખો તે તેના જ બનાવ્યાં બને છે પાપવૃત્તિમા જ દુખનાં ઊંડા મૂળ ગયેલા હોય છે, ધન મેળવવા સારૂ જેવા પ્રયાસ માણસ કરે છે, તેવા જ પ્રયાસો શાન્તિ મેળવવા સારૂ થવા જોઇએ. શાન્ત મનુષ્ય બળ અને આરામ ભોગવે છે; સર્વત્ર પ્રેમ તથા ડહાપણથી વર્તે છે; તેના ગમે તેવા પ્રયાસો નિષ્ફળ જતા નથી, દુનિયાની દૃષ્ટિએ કદાચ તેની નિષ્ફળતા દેખાતી હોય, છતા પણ અંતમા તો તે જ સફળ થાય છે, તેનૂં જ જીવન વિજયવંત નીવડે છે

## ૮. મનુષ્યનું સામ્રાજ્ય-જ્ઞાન અને વિજય.

ઇન્દ્રિયો તથા મનની વૃત્તિઓ ઉપર સામ્રાજ્ય મેળવ્યા પછી જે જાગૃતિ આવે છે, તે અલૌકિક જ હોય છે આ અલૌકિક જાગૃતિ આવવાથી, માણસ વસુધૈવ કુટુમ્બકમ્। સૂત્રનું રહસ્ય સારી રીતે સમજી શકે છે. પ્રમાણિક, જ્ઞાની, અને સત્યમય જીવન ગાળતાં તેને જે આનંદ થાય છે, તે આનંદ દુનિયાના બીજા બધા આનંદ આગળ ઘણો જ અમૂલ્ય લાગે છે. વિષયના ભોગથી થતો આનંદ તેનામાં રહેતો નથી, કારણ તે સારી રીતે સ્હમજે છે કે-ભોગ ભોગવવાથી ભોગતૃષ્ણા ઓછી થતી નથી, પણ દિવસે દિવસે વધે છે.

न जातु काम् कामानां उपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूयोभूयोभिवर्धते ॥

ભોગતૃષ્ણાનો એક વખત નાશ કર્યા પછી,

ફરીથી તે ઉદ્ભવતી જ નથી, અથવા જો કદાચ ઉદ્ભવે છે, તો તેનૂ જોર ઘણૂ નરમ હોય છે. તેના વિચારો શુદ્ધ અને ઉન્નતિ કરનારા હોય છે અલૌ-કિક જાગૃતિ આવ્યા પછી પાપ કે દુ ખ રહેતા નથી, અને જીવનનો સાચો ઉદ્દેશ આપણી સમક્ષ ખડો થાય છે. શોક કે રૂદન કરવાનો કોઈ પણ અવસર આપણને આવતો નથી

આ સ્થિતિને ક્રાઈસ્ટ 'સ્વર્ગીય સામ્રાજ્ય' (Kingdom of Heaven) કહે છે બુદ્ધ તેને 'નિર્વાણ' કહે છે આ સ્થિતિ પ્રાપ્ત થતા, ચિંતા અને આત્માની અધોગતિનો ભય નાશ પામે છે મહાન્ ઋષિઓ અને ઈશ્વરના અવતારી પુરુષોએ આ સ્થિતિ પ્રાપ્ત કરેલી હોય છે પ્રથમમા તો માણસ પોતાને જ ઓળખતા શીખે છે; ત્યાર પછીથી અલૌકિક જાગૃતિ આવે છે. આત્મ-ચિન્ત્વન કરવાથી તે જ્ઞાન મેળવે છે. જે મનુષ્યો ઈશ્વર તરિકે દુનિયામા

પૂજાયા છે, તેઓનામા જ્ઞાન અને જાગૃતિના ચમત્કાર બહુ જ જોવામા આવેલા હોય છે

વિજયવંત જીવન ગાળવાને શ્રદ્ધાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર જ્ઞાનની પણ છે શ્રદ્ધાથી આપણો માર્ગ ખુલો થાય છે, પણ જ્ઞાનથી આપણૂ સાધ્ય સધાય છે. શ્રદ્ધાથી ઘણા દુખો ખમવા પડે છે, પણ જ્ઞાનથી તે દુખો તરી જવાય છે, શ્રદ્ધાથી માણસ સહેતાં શીખે છે, પણ જ્ઞાનથી તે ચહાતા શીખે છે; શ્રદ્ધાથી માણસ અંધારામાં રહે છે, અને માનેછે, અને જ્ઞાનથી માણસ પ્રકાશ મેળવે છે, અને જાણે છે. શ્રદ્ધાથી માણસ યત્ન કરે છે, પણ જ્ઞાન થયા પછી શ્રદ્ધાનૂ કાઇ પણ કામ હોતૂં નથી.

વિજયવંત જીવન એ જ્ઞાનમય જીવન છે આ જ્ઞાન પુસ્તકોનુ જ હોતુ નથી, પણ જીવનની આંટી ઘૂંટીનૂ જ્ઞાન એ જ સાચૂ જ્ઞાન છે જીવન શામાટે? જીવનનૂં સત્ય શૂં? વગેરે વગેરે જાણવૂં એ જ

જ્ઞાન છે. આ જ્ઞાન શિવાય માણુસના મૂંઝાઇ જતા મનને નિરાંત મળતી નથી, તેનું કંટાળા ભરેલું જીવન સમાપ્ત થતું નથી, અને તેના બળતા હૃદયને શાન્તિ મળતી નથી, આ જ્ઞાન શિવાય મૂર્ખ માણુસોને મોક્ષ મળતો નથી, આ જ્ઞાન શિવાય પાપી માણુસોના હૃદય પવિત્ર થતાં નથી, પવિત્ર અને દોષ રહિત જીવન ગાળવાથી જ જીંદગીના દુઃખ અને અસંતોષ નાશ પામે છે, અને ત્યારે જ સ્વતંત્ર જીવન ગાળવા માણુસો શક્તિમાન થાય છે બુદ્ધિના વિકાસ વિના મનની શાન્તિ રહી શકતી નથી, પવિત્ર જીવન અને બુદ્ધિનો પ્રકાશ એ એક જ વસ્તુ છે.

જ્ઞાનવાળો મનુષ્ય પોતાના જ ઉપર વિજય મેળવતો હોવાથી, તેનાં પાપ, દુષ્ટ વૃત્તિ, અને ઇન્દ્રિયો પણ તેને તાબે રહે છે, અને તેની વૃત્તિઓ તેની જ દોરવી દોરાય છે. આ દુનિયામાં તેનો પુનર્જન્મ

થયો હોય, તેવૂં ભાન તેને થાય છે; અને આવી સ્થિતિએ પહોંચ્યા પછી, પાપી અને દુષ્ટ વિચારો તેના ઉપર બિલકુલ જોર અજમાવી શકતા નથી. ચિંતા, ભય, દુઃખ, શોક, નિષ્ફળતા, પશ્ચાત્તાપ અને કંગાલપણાથી મુક્ત થઈ તે જેવી શાન્તિ ભોગવે છે, તેવી શાન્તિ ખરેખર સ્વર્ગનૂં ભાન કરાવનારી હોય છે.

જેઓ આ સ્થિતિએ પહોંચ્યા નથી, તેમની સ્થિતિ ખરેખર શોચનીય હોય છે તેમની દૃષ્ટિએ ખરાબ વસ્તુઓ જ સારી લાગે છે; અજ્ઞાન એ જ જ્ઞાન દેખે છે; અનિત્યને જ નિત્ય વસ્તુઓ માને છે; સત્ય વસ્તુ કરતા તેની છાયાને જ પૂજે છે, તેની સ્વાર્થી વૃતિઓને જ અનુસરે છે, અને નિષ્ફળતા મળતા દુઃખ ભોગવે છે, જ્યા પાપ ત્યા જ તેઓનો વાસ હોય છે. અને વિષયાનન્દને જ શ્રેષ્ઠ માની અંધ બની પોતાનૂ જીવન ટૂંકૂં અને દુષ્ટ બનાવે છે. શાન્તિનો લો તેમને આભાસ પણ થતો નથી.

જીવન ઉપર વિજય મેળવવાને સારૂ તો જીવનનૂં સત્ય પ્રથમ શોધી કાઢવૂ જોઇયે; જીવન શામાટે, અને જીવનમા સામર્થ્ય, બુદ્ધિ, અને વૃત્તિઓને પૂરેપૂરા તપાસી રાખવા જોઇયે, આમ થાય, તો જ મનુષ્ય પોતાના જીવન ઉપર કાબૂ મેળવી શકે છે, તેને સાચે રસ્તે દોરવી શકે છે, અને તો જ તે સારૂં અને ખોટૂ સમજી શકે છે

સંપૂર્ણ જ્ઞાનની શક્તિ ધરાવનારા મનુષ્યોને પોતાનામાં સંપૂર્ણ શ્રદ્ધા હોય છે, આ શ્રદ્ધા અંધ હોતી નથી સોનૂ વારે વારે ગળાઇ, ટીપાઈ અને ઘડાઈ સુંદર આભૂષણ બને છે, તેવી જ રીતે જ્ઞાની માણસો પણ જ્ઞાનની ભઠ્ઠીમાથી ગળાઇ અને ટીપાઇ તૈયાર થયા હોય છે, તેમની કસોટી ઘણીવા'ર થઈ ગઇ હોય છે, તેથી તેમના જ્ઞાનમા તેમને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે આ શ્રદ્ધા એ તેમનુ ભૂષણ છે. આ શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી, જ્યારે જ્યારે ફરીફરી

તેમની કસોટી થાય છે, ત્યારે તેઓ ઘણુા જ ખુશી થાય છે. આવી રીતે તેઓ શક્તિમાન, શ્રદ્ધાવાળા અને સુખી થાય છે

આવી સ્થિતિ પ્રાપ્ત થયા પછીથી જ જીવન ઉપર વિજય મળે છે, વિજય મેળવ્યા પછીથી તે સત્ય સમજી શકે છ I am the monarch of all I survey.

( જેટલુ' હુ જોઇ શકું છુ તે બધાનો હુ રાજા છું)

આ મહાન્ વાકય લખનાર લેખકનો અર્થ આવો જ છે આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછીથી જ મનુષ્ય આવાં વાકયનો અધિકારી બને છે તે દીર્ઘ દૃષ્ટિવાળો બને છે, તેની બુદ્ધિનો વિકાસ થવાથી અંતરની દરેક વૃત્તિઓનો શુભ અશુભ અંત સમજી શકે છે; દુ ખી દુનિયામા રહેવા છતાં વિરક્ત જીવન જળકમળવત્ ગાળે છે જ્ઞાન મળેલૂં હોવાથી જેટલૂં તે જાણે છે, તેથી તે ફુલાઇ જતો નથી,

કારણ જ્ઞાનના અગાધ ભંડારની તેને ખબર હોય છે.

knowledge is proud that he knows so much.

Wisdom is humble that he knows nomore.

આ મહાન કવિ કાઉપરનું વાક્ય તેના જીવનથી તદ્દન સ્પષ્ટ સમજાય છે તેનું જ્ઞાન તેના વિનયને વધારે છે

અ તમાં, દુનિયાને એક છેડથી બીજે છેડે જાણવા દો કે, અપવિત્ર માણસો પવિત્ર બની શકે છે, અસંતોષી માણસોને સંતોષ મળે છે, નાસીપાસ થયેલાઓને સાન્ત્વન અને વિજય મળી શકે છે. તેમનું જીવન નકામૂં નથી, તેમનૂ જીવન ન સુધારી શકાય તેવૂ નથી. મનુષ્ય ! ત્હારા હૃદયમાથી પાપનો ડાઘ ભૂંસી નાખ, દુષ્ટ વૃત્તિઓને દૂર કર, સત્તા અને શક્તિ મેળવવાના સતત્ પ્રયાસ

આદર; અને શાન્તિની સમાધિ લે ! તારૂં જીવન ચોક્કસ જય પામશે; ત્હારૂં જીવ્યૂં નિરર્થક નથી; ત્હારા હૃદયમાં જાગૃતિ લાવ, તારી બુદ્ધિને જગાડ ! હે પામર મનુષ્ય ! ઉઠ, અને જાગૃત થા ! તારા મનને સામ્રાજ્ય અપાવવૂં તારા જ હાથમા છે. ઇન્દ્રિયોને સંયમમાં રાખી, મનની ગતિને ચોક્કસ માર્ગે દોરી, હૃદયને નિર્મળ બનાવી તારા મેળવેલા સામ્રાજ્યનૂં આધિપત્ય તૂં સ્વીકાર, અને શાન્તિ અને આનન્દ ભોગવ !



# હિન્દુ ધર્મની પાઠમાળા.

મૂળ હિન્દી લેખક—લાલા બૈજનાથ, બી. એ.

ઉત્તર હિન્દુસ્તાનમાં ધર્મશિક્ષણના પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા આ પુસ્તક સરકારે મંજુર કરેલું હોઈ ઘણી જગાએ તે ચાલે પણ છે આવશ્યક ફેરફાર તથા સુધારો વધારો કરી ગુજરાતી વાંચકોને પુરેપુરૂ ઉપયોગી બનાવ્યું છે આમાં નિચેના વિષયોના તેર ભાગમાં એકસો ઉપરાંત પાઠ પ્રશ્નોત્તરરૂપે આવેલા છે.

ભાગ ૧ લો—ધર્મ અને તેના પ્રવર્તક, ભાગ ૨ જો—ઈશ્વર વિષે, ભાગ ૩ જો—મનુષ્ય અને તેનું કર્તવ્ય, ભાગ ૪ થો—વર્ણાશ્રમ વ્યવસ્થા, ભાગ ૫ મો—સંસ્કાર, ભાગ ૬ ઠ્ઠો—સ્ત્રીઓના ધર્મ અને પુરૂષોનું કર્તવ્ય, ભાગ ૭ મો—આચાર, ભાગ ૮ મો—પ્રચલિત ધર્મવ્યવસ્થા, ભાગ ૯ મો—દાન, ધર્મ, ભાગ ૧૦ મો—અસત્ વિશ્વાસ અને તેનું નિવારણ, ભાગ ૧૧ મો—પ્રચલિત સમ્પ્રદાયો અને તેની વ્યવસ્થા, ભાગ ૧૨ મો – મહાપુરુષોનાં જીવનવૃતાંત, ભાગ ૧૩ મો—મોક્ષ કાઉન સાઇઝનાં પૃષ્ઠ ૪૦૦ ઉપર. પુઠું પાકું છીંટનું ને સુન્દર સોનેરી નામનું

કિં. રૂ. સાડાત્રણ.

# જીવનસુધારણાના સન્માર્ગ.

( ભાગ ૧-૨. લેખક વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ ) જીવનમાં નવીન ઉત્સાહ રેડનાર, નવીન ચૈતન્ય જગવનાર, અપૂર્વ આનંદ અને શાંતિ પ્રેરનાર તેમજ માનસિક શક્તિઓનો અજબ રીતે વિકાસ કરનાર સદ્વિચારોથી ઓતપ્રોત આ પુસ્તક પ્રત્યેક સ્ત્રી-પુરૂષને સ્વપરહિત સાધવામાં અમૂલ્ય મદદગાર થઇ પડે તેવું છે.

આમાં આવેલા વિષયોનો ટૂંકો સાર —

**ભાગ પહેલામાં**—(૧) લોકપ્રિય થવાની કળા (૨) આનંદ પ્રાપ્તિના માર્ગો (૩) જીવનસૌન્દર્ય (૪) સ્વાશ્રયી બનો. (૫) સત્યમિત્રતાનું સ્વરૂપ (૬) માનસિક મિત્રો અને શત્રુઓ (૭) વાંચનદ્વારા શિક્ષણ (૮) મહત્વાકાંક્ષા. (૯) આત્મસુધારણા (૧૯) નિદ્રા દરમિયાન ચારિત્ર્યનું બંધારણ

**બીજા ભાગમાં**—(૧) આભ્યંતર શાંતિ. (૨) વ્યક્તિગત આકર્ષણ શક્તિ. (૩) સમજશક્તિના બક્ષીસ. (૪) મનુષ્યની પ્રભાવશીલતા. (૬) ઉતાવળ એ વિનાશનું કારણ છે (૬) આત્મ-નિર્ભરતાનું મહત્વ (૭) ઉદ્યોગપરાયણતા. (૮) બોધક સૂત્રો.

બન્ને ભાગના રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૫૦ લગભગ.

કિંમત-ભાગ ૧ લો ૧-૦-૦ ભાગ ૨ જો ૦-૬-૦

# સુખશાન્તિ–વિચારણા.

આ પુસ્તક જાણીતા અંગ્રેજ ગ્રંથકાર સર જહૉન લ-બકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. તેમાં સામાજિક સુખની અભિવૃદ્ધિને લ-ગતો વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિન્દુ ધર્મના શાસ્ત્રીય પ્રમાણો સાથે કરવામાં આવ્યો છે. પુઠું પાકું ને રૂપેરી નામવાળું. ઇનામ તથા લાયબ્રેરી સારૂ સરકારે મંજુર કર્યું છે કિંમત રૂ. ૧–૮–૦.

# પ્રભુભક્તિ.

ધર્મજીજ્ઞાસુજનોને ખાસ મનન કરવા જેવો ગ્રન્થ.
"ગીતાંજલિ"ના ભાષાન્તર કર્તા મણિલાલ હરિભાઇ દેસાઇ કૃત. આ પુસ્તકનાં પ્રકરણો (૧) પ્રભુભક્તિનું સત્ય સ્વરૂપ (૨) વિશ્વવ્યાપી પ્રેમ અને પ્રભુભક્તિનું આધુનિક સ્વરૂપ (૪) વેદાન્ત ને પ્રભુભક્તિ (૫) સ્વરૂપ નિરૂપણ. (૬) ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારો, (૭) પ્રભુભક્તિમાં સદાનંદ અને (૮) પ્રકીર્ણ પાકુ સોનેરી પુઠું કિંમત રૂ. એક.

# મુક્તિમાલા

અથવા

## જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.

વેદાન્તશાસ્ત્રનાં ગહન તત્વો સમજાવનારો આ સરલ ને સંવાદ રૂપે નવીન જ ગ્રન્થ છે સાધારણ વાંચનારને પણ આ ગ્રન્થનો વિષય સમજવામાં મુશ્કેલી ન પડે તે માટે જીવરાજ, મનરાજ, વિદ્યા, અવિદ્યા, કુમતી, સુમતી, પ્રવૃત્તિ, સરસ્વતી વગેરે પાત્રોનું રૂપક આપીને વેદાન્તનાં ગહન તત્વોને શંકા—સમાધાન વડે પરસ્પર સંવાદની પદ્ધતિથી સમજાવવામાં આવ્યાં છે. વચમાં સરલ અને બોધક દૃષ્ટાન્તો આપીને સાધારણ અધિકારીને પણ સિદ્ધાન્ત સમજાય એવી રચના કરી છે. ભાષા છેકજ સાદી હોવાથી તેમાં વિશેષ સરલતા થઈ છે આ પહેલા ભાગમાં બાર અંક છે, ને તેના પેટામાં પ્રવેશની ગોઠવણ કરેલી છે. લગભગ ૩૫૦ પૃષ્ઠનો આ ગ્રન્થ દરેક ધર્મજીજ્ઞાસુએ તથા પુસ્તકશાળાએ પોતાના સંગ્રહમાં જરૂર રાખવો ઘટે છે. કિ. રૂ. ૧—૧૨—૦.

# ઈસુનું અનુકરણ.

પુસ્તકના નામ ઉપરથી આ પુસ્તક ખ્રિસ્તિ ધર્મને લગતું માની લેવાનું નથી, પરંતુ મનુષ્યના આધ્યાત્મિક જીવન માટે તથા આંતરજીવન માટે મહાત્મા ઈસુ ખ્રિસ્તે નીતિના જે સૂત્રો દર્શાવેલાં તે જ આમાં છે **પહેલા પુસ્તકમાં** ૭૫ પ્રકરણો છે તેમાં પોતા વિશે, સત્યના સિદ્ધાંત વિશે, મોટી આશા અને મગરૂરી દૂર કરવા વિશે, શાન્તિ મેળવવા વિશે, દુઃખથી થતા લાભ વિશે, લાલચને રોકવા વિશે, સાહસિક વિચારથી દૂર રહેવા વિશે, એકાન્ત જીવન વિશે, હૃદયના અનુતાપ વિશે, મૃત્યુ વિશે ગંભીર મનન અને પોતાના જીવનની સુધારણા વિશે છે **બીજા પુસ્તકમાં** આંતર્જીવન વિશે, વિશુદ્ધ મન અને સાદા વિચાર વિશે, આત્મચિંતન વિશે, પ્રભુની કૃપા માટે કૃતજ્ઞતા દર્શાવવા વિશે, વગેરે મનન કરવા યોગ્ય સૂત્રો છે. કિંમત આઠ આના.

**બુદ્ધ, ધર્મ અને સંઘ** } બૌદ્ધ ધર્મ વિષેની ટુંકામા અને સરળ રીતે પુરેપુરી માહિતી આપનારાં પ્રો ધર્માનંદ કૌસંબીએ શ્રીમંત મહારાજા સયાજીરાવ સમક્ષ આપેલાં ત્રણ વ્યાખ્યાન. લાયબ્રેરી માટે મંજુર થયુ છે. કીં. છ આના.

# ગીતાપરિચય.

લેખક—બાબુ રામદયાળ મજમુંદાર, એમ. એ

ડેમી આઠ પેજી ૨૦૦ પૃષ્ટનો આ મનનીય ધર્મગ્રંથ સર્વે મતાનુયાયીઓને ઉપયોગી આ પુસ્તકનાં નીચે પ્રમાણે દસ પ્રકરણો પડેલા છે —                કિંમત રૂ. દોઢ.

પ્ર૦ ૧ લુ—ગીતાનો આદર. પ્ર૦ ૨ જુ—ગીતાનું સ્થાન, કાળ અને પાત્ર. પ્ર૦ ૩ જુ—ગીતાનું વિશેષપણું પ્ર૦ ૪ થુ—ગીતામાં શક્તિનો સચાર પ્ર૦ ૫ મુ—ગીતાનો સ્થૂલ પરિચય પ્ર૦ ૬ ઠુ—ગીતાનો રક્ષામંત્ર. પ્ર૦ ૭ મુ— ગીતાનો લક્ષ્યસંકેત પ્ર૦ ૮ મુ—ગીતાનો કર્મસંકેત. પ્ર૦ ૯ મુ—ગીતામાં જગતનો સપૂર્ણ ધર્મ છે પ્ર૦ ૧૦ મું—ગીતોક્ત ધર્મનું પ્રાચીનત્વ

# સૉક્રેટિસ અને તેનો છેલ્લો સંવાદ.

આમાં મહાત્મા સૉક્રેટિસનું ટુંકુ જીવનચરિત્ર, તેના મૃત્યુ સમયના ફોટો અને ક્રિટોના છેલ્લા બે આધ્યાત્મિક સંવાદ તથા એક પ્રસિદ્ધ અંગ્રેજ લેખકના નીતિતત્ત્વનાં પ્રકરણો છે. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયુ છે. પાકું બાઈન્ડીંગ. કિંમત દસ આના.

